# ભુંડો,—પણ ભરથાર!

લખનાર:—દારાં ખુરશેદજી ર. ડૉકટર
'દાખુરડા'—'શાગેર્દ.'

# TRICOCHE THREE STAR BRANDY.

ફ્રાંન્સનાં રાજા લુઈ ૧૮ માંએ ખાસ પોતાની દરબારમાં આ બાદશાહી દારૂ બનાવનારોમાં અમોને ચુંટી કાઢી, સોનાનાં ચાંદ એનાયત કર્યા હતા. અને અમો હજીબી ફ્રાંન્સ અને યુરોપના દરેક દેશોમાં સરસાઈ ભોગવ્યે છીએ. કારણુ જે કોઇ દારૂ પીયે છે તેમાં દારૂના જવલેજ સમજદાર હોય છે. અને અમારી ખાસ અરજ છે કે ત્રીકોચ બ્રાન્ડી એકજ વાર પીઓ.

ત્રીકોચ કું. કોગનેક.

મુંબાઈ, મદ્રાસ અને પંજાબના એકલા આડત્યા.

## કુમારની કું.

કરાંચી અને સીંધનાં આડત્યા

બોલકર્ટ બ્રધર્સ.

# ભુંડો,–પણ ભરથાર!

(યુરોપીયન સંસારની એક વારતા.)

લખનાર—દારાં ખુરશેદજી ર. ડૉકટર
'દાખુરડા'–'શાગેર્દ,'
તે
"ચંડાલોની ચુંગાલમાં" "ગુલેસ્તાન" "પ્યાર–એક પહાડ"
"સરમાઉ ઝાડ" ઈત્યાદીના કર્તા.

કીંમત ૬ આના.

# અર્પણ.

ધાસ્તી ભરી માંદગીનું બીછાણું પખોડી તુરતનાજ
ઉઠેલા મ્હારા પ્રીય વડીલ ભાઇ નાદીરને
મ્હારી તરફના અથાગ વ્હાલની
એક અદના ઇધાણી તરીકે
આ નાહની કથા
માન સહીત
અર્પણ
કરૂં
છું.

દારાં.

# મ્હારા બે બોલ.

તે પાક પરવરનો નેહાયત શુક્રગુજાર છું કે મ્હારી કલમથી લખાએલી વારતાનું એકાદ પુસ્તક બાહર પાડવાને હું આટલો જલ્દી નસીબવાન નિવડયો છું. આ વારતા જાણીતા માસીક 'દીલે આરામ'માં મેં ગયે સાલ લખી હતી અને તે તેનાં બોહળા વાંચકવર્ગ વચ્ચે ઘણી પ્રશંશા પામી હતી, એમ એ માસીકનાં અધીપતી સાહેબ તરફથી મને ખાત્રી મળવાથી ઉતેજન પામી આજે આ ન્હાનું વોલ્યુમ, વાંચનાર ડીયર, ત્હારી જનાબમાં નજર કરૂં છુ. બેશક એમાં ખામીઓ તો હશેજ કેમકે હું એક ઉઘરતો લેખક છુ. મગર તે સબબસર તું જરૂર નાખતીની નજરથી જોશે એવો મને વિશ્વાસ છે.

આ મ્હારી કમીની કોશેશને સારાં ઉતેજનની હું ઉમીદ રાખું છું કે જેથી ભવિષમાં મને એવાં બલકે એથી જ્યાદા દલ ધરાવતાં એકાદ નવીન વારતાનાં પુસ્તક સહીત બાહર આવવાનું શુર છુટે.

સલામ સાથે

૭૬, બજારગેટ, કોટ
૮-૬-૧૭.

દારાં ખુરશેદજી ર ડૉકટર.
'દાખુરદા'—શાગેદ

# ભુંડો,–પણ ભરથાર!

(યુરોપીયન સંસારની એક વારતા.)

## પ્રકરણ ૧ લું.

તે તેણીના લગનનો દીવસ હતો.

તોપણ ખુબસુરત ડોરીનના દીલમાં જરાક પણ ખુશાલી બરપા થતી ન હતી. તેણી પોતે અજાયબ થતી કે 'લગનના દિવસના' વિચારે તેણીના દીલમાં ધીમી ધાસ્તી કાં બરપા થતી હતી? ગરીબ તે બાળા સમજી શકતી ન હતી, કે બે ખુરસીઓના હાથા પર મુકેલો તેણીનો લગનનો પોષાક પેહડવાને તેણી જરાક પણ ઉલતમંદ કાં ન બનતી હતી? ગુંથણ સુધી લંબાયલા તેણીના સુંવાળા સોનેરી વાળ જેમના તેમ હોળીયા વિના પડી રહ્યા હતા. અને એક વાળનો છેડો ધરી પોતાની નાહનકડી આંગળી વતી તેને કર્લ કરતી બેધ્યાનપણે તે લગનના પોષાકને ટીકયા કરતી હતી.

તોમ હે—તેણીનો ભવિષ્યનો ભરથાર—ને તે પોતીકો પ્યાર આપી શકતી ન હતી. પ્યાર જેવી ચીજ તોમ માટે તેણીના હરૂદયમાં હતીજ નહી. તેણીએ તેણીના નાહના જીગરમાં તેને માટે જગાજ કરી ન હતી. તો પણ તે તેણીને ચાહતો હતો. તેણીની બેહદ ખુબસુરતી ઉપર તે મોહી પડયો હતો.

આહ! કમનસીબ તે ભુલકી—અઢાર વરસની તરૂણ વયે માત-પિતા કે કોઈ પણ સગાવહાલાંના ટેકા વિના એખલી અટુલી આ દગાખોર દુન્યાના દગા સામે બાથ ભીડવા રહી ગઈ હતી. તેણીનો તવંગર બાપ, એક વેળા તવંગરી જોઈ—ગરીબાઈના ગજબ તળે કચ-ડાઈ આખર થયો હતો.

ડોરીનના કમનસીબ બાપના સીહા વખતે જે મદદગાર થયો હતો તે તોમ હેજ હતો. તેની સ્થિતિ સાધારણ હતી. તોબી તે ઘણી સહેલાઇથી તેણીના પિતાનું વૃદ્ધપણ જાળવી શકયો હતો.

પણ તે વરૂદ્ધ ડોશો—ડોરીનનો બાપ ઘણો જલ્દીજ સુખ્ખત બીમાર પડયો. અને મરતી ને ખેંચાતી જબાને ડોરીનનો સુંવાળો કર તોમના હાથમાં મુકી, તેણીનો હવાલો તેને સોંપ્યો. તેજ ઘડીએ તોમે તેણીનો હાથ માયાથી દાબી તેણીના હાથની માંગણી કીધી. જે તોમને ન ચાહવા છતાં પિતાને શાંતીથી મરવા દેવા કાજે ડોરીને કબુલ રાખી હતી.

અને તેણીનો પિતા શાંતીથી મુઓ. ત્યારપછી જલ્દીજ તોમ તેણીને સાહય થયો. જે ભથીઆરખાણામાં તે રેહતો હતો ત્યાં ઘણીજ આબરૂથી ખાસ એક જુદો ઓરડો અપાવી તેને તેણીને રખાવી. તેણીના તે એકાંતવાસામાં વાતચીત કરાવનાર અને દીલ બેહ-

લાવનાર જે હતાં તે કોઇ એક વિધવા માસીસ સ્માથ અને તેણીની બેટી સેલી હતી.

તેઓનાં લગનની તૈયારી ત્યારપછી જલ્દી થઇ. ડોરીન બિચારી, તોમને ચાહવાનું ઘણુ કરતી. પણ તેમ તેણી કરી શકતી નહિ તે જવાન હતો. ખુબસુરત હતો. ભલો હતો. તેણીને ચાહતો હતો અને તેણીના સંકટમાં સાથ થયો હતો તો પણ ગમે એવું છતાં તેણીના દીલમાં તેને માટે અણગમો બરપા થતો હતો.

તે અણગમો તેણીએ કદી બાહર ખોલ્લો જણાવ્યો ન હતો અને તેને પરણવાનું તે કબુલ થઈ ચુકી હતી. તે નિરાધાર નારીએ હજુ સુધી કદીબી પોતીકું જીગર કોઇ પણ જવાન્યાને સપુંદ કર્યું ન હતું એટલું છતાં તે તોમને પોતાનો પ્યાર આપી શકતી ન હતી.

કશા પણ ખ્યાલો વગર પોતાના લગનના ફ્રોકને ટીકતી તે બેઠી હતી, તેટલાં તેણીના ઓરડામાં સેલી દાખલ થઈ.

"અલ્લો! હું તો તમને શેહાદીની મુબારકબાદી આપવા આવ-તી'તી" તેણી બોલી; "પણ હજી તો તમે જેમના તેમ તૈયાર થવા વગર બેકેલાં છેઓ, મીસ ડોરીન. એમ કાંય? વેડીંની વખત તો થવા આવ્યો."

"ખચ્ચીત, વખત થયો?" કાંઇક સુસ્તીથી ડોરીન પોતાના વાળનો ઝુંમખો સરખો કરતાં બોલી ઉઠી. "મને તો ખચ્ચીત કશું ધ્યાન બી રહયું નહી."

"તમારા તોમ તો નવ વાગામાં બે ફ્રેન્ડો સહીત ચર્ચમાં આવી પુગનાર છે." સેલી, ડોરીનને ડ્રેસીંગમાં મદદ કરતી બોલી. "અને પોણા નવ તો થયા."

"હું ધારૂંચ કે મમા તથા મોટરકાર તૈયાર હશે?"

"એ મોટર તો ત્યારની આવી ઉભીચ અને મમા બી લગભગ તૈયાર છે."

વાતચીત કરતાં કરતાં ડોરીન ઝટપટ તૈયાર થઇ ગઈ; અને તુરત તેઓ હેથળ ઉતર્યાં. ત્યાં મીસીસ સ્મીથ તૈયાર ઉભાં હતાં. સેલીએ તેણીને કીસ લીધી અને મુબારકબાદી આપી કે પછી તે બંને, મીસીસ સ્મીથ અને ડોરીન, મોટારમાં બેસી હંકારી ગયાં.

તોમ હે તેઓને ચર્ચમાંજ મળનાર હતો. ગોથવણુ એવી હતી કે જેવી લગનની ક્રીયા પુરી થાએ કે ડોવર જવા સારૂ ત્રેનમાં ચઢી બેસવું અને ડોવરમાંજ રાત્રી પસાર કરી ફ્રાન્સ તરફ 'હનીમુન' ગુજારવા કુચ કરવી.

જેવી તોમ હે આગળ ડોરીન તથા મીસીસ સ્મીથને લઈ આવેલી મોટર આવી ઉભી કે તુરત તેને બારણું ખોલ્યું અને પોતાની ભવિષ્યની ભારજાનો નાજુક કર ધરી તેણીને ઉતારી. જેટલો તોમ ખુશાલ હતો તેટલી તેની અદરાયલી મોહરદાર ખુશાલ ન હતી. જાણે પરણવાનાજ વીચારે તેણીના કલેજામાં ફાર ફાર પડતી હતી.

ટુકું કરતાં, દેવળનાં ઘંટ વાગ્યા, લગનની ક્રિયા ખલાસ થઇ અને ડોરીનના નાજુક આંગળાં વીંટીથી ઝળકી રહ્યાં. ભલા પાદરીના આસીરવાદ પુરા થયા. સરટીફીકેટ પર સહી થઇ અને કદી કોઇથી નહી છુટે એવા મજબુત લગનના ગાંઠથી, ટોમ અને ડોરીન, જોડાયાં, મીસ ડોરીન હવે મીસીસ તોમ હે થઇ.

મીસીસ સ્મીથને છેલ્લી સલામ કરતાં અને તેણીની માયાળુ દીકરી સેલીને પણ ભલી દુવા કહીને ડોરીન તથા તોમ એક બીજી મોટારમાં ચઢી બેઠાં. ડોવર જતી ત્રેન પકડવા તેઓ સ્ટેશને હંકારી ગયાં. જેમ જેમ રસ્તો કપાતો જતો હતો તેમ તેમ ગરીબ બિચારી

ડોરીનને કાંઇ છુપી ધાસ્તીઓ લાગ્યા કરતી હતી. એ શું હશે?

હવેજ તેણીને વિચાર આવ્યો કે જે માણસને તેણીએ જીંદગી અર્પણ કીધી હતી, તે તેણીથી તદ્દન અણજાણ્યો હતો. તેણી તેને પુરેપુરી ઓળખતી ન હતી. ફક્ટ તે તેણીના પીતાનો એક જાણી મીત્ર હતો અને ફક્ટ, બાપના બોલને માન આપી તે તેને કબુલ થઈ હતી.

અને તો પણ તેની રીતભાત, બોલવા ચાલવાની ધભછબ અને તેનો મુખડો સારીજ નીશાની દેખાડી આપતો હતો. ભુંડો! છટ, હોઇજ શકે કેમ? ભુરી ભુરી આંખ, સુંદર નાક, પોહળી પેશાની સાથનો ગોરો અને રૂપાળો તેનો મુખદોજ કહી આપતો હતો કે તે તેણીને પુરતો લાયક હતો. તેથી બીજી પળે તોમને માટેનો બુરો વિચાર તેણીએ તુરત મગજમાંથી ખંખેરી નાખ્યો.

ડોવર પુગતાં લગભગ બપોર થઇ. જો કે તે એક ખુશાલ મુસાફરી હતી તો પણ ડોરીનના દીલમાં જરા બી ખુશાલી બરપા થતી ન હતી. માહમુસીબતે તેણી બાહરથી ખુશાલીનો દેખાવ રાખી શકતી હતી.

સાંજ પડતાં તેઓ ફરવા નીકળ્યાં. પાણીની સફેદ ચાદર પાંથરી રેહલો દરીઓ અને સુરજના તેજથી ચળકી રહેલી ટેકડીઓનો તે એક ઘણો રમણીય દેખાવ હતો. તેઓ ફરતાં ફરતાં ઘણા દુર નીકળી ગયાં. અને ધીમે ધીમે ચઢતાં એક સીધ્ધી અને ઉભી ટેકડીની ટોંચે આવી ઉભાં. તેઓ વાતમાં અને વાતમાં તે ઘણી સેહલાઇથી ચઢી ગયાં હતાં.

તે આંખને ઠંડક તથા ટાઢક આપે એવો રમણીય દેખાવ હતો. સઘળે લીલોતરી અને લીલુંછમ; ફુલોનો સુગંધ અને દરી-

આઇ મોજાનો મુસ્વાત; બેશક તે તરતનાજ પરણેલાં જોડાંને એક મજાહજ હતી.

"વાહલી, તું થાકેલી દીસેચ." તોમે માયાથી કહયું "ચાલ જરા પેલા ઝાડના છાયાં હેઠળ જઈ બેસ્યે." અને તેઓ બેઠાં.

"ડારલીંગ" તેણીની નાજુક કમ્મરની આજુબાજુ હાથ ફેરવતાં તે બોલ્યો "શું તું અહીં મારી સાથે હોવાથી ખરેખરી ખુશી છે?" અને તેને એક કીસી લીધી. ડોરીન તેનો જવાબ દઇ શકી નહીં પણ માત્ર શીકાસથી હસી; તેજ તોમને પુરતું હતું. તેણીનો ડાબો હાથ જે તેણીએ પોતાના ખોળામાં મુકયો હતો તેના આંગળાં પર ચકચક કરતી વીંટી જે ખચ્ચીત જોઇએ તે કરતાં મોટી હતી, તે જોઈ તોમ બોલી ઉઠયો, "વાહલી આ વીંટી જોઇએ તે કરતાં બહુ મોટી છે. હું તેનું માપ બરાબર લઇ શકયો નથી." એટલું કેહતાં તેને સીફતથી તે આંગળી પરની વીંટી ભોંય પર ઘાસમાં નાખી દીધી!

અને હજી તો તે ઉંચકી ગજવામાં સેરવવા જતો હતો તેટલાં એક ઝડપી અને ભારી પગલું તેઓ પછવાડે સમજાયું! તોમ તુરતજ કુદકો મારી ઉઠયો અને પછવાડે ઉભેલા સખસને જોવા પોતાનો ચેહરો ફેરવ્યો. તેને જોતાંજ તે શીકકો મારી ગયો. તે એક પોલીસ સારજંત હતો! કરડા ડોળાએ તે તેઓને ગુસ્સાથી ટીકતો હતો!

"બચ્ચાજી, હવે તાહરી બાજી ઉલટાઈ ગઇચ" તે સારજંત હસીને બોલ્યો. "તને સ્ટેશન પરજ અમોએ દીઠો હતો. પોલીસને થાપ આપવામાં બચ્ચા તું જબરો છે, અંહ. પણ હવે ગુપચુપ આબરૂમાં માહરી સાથે ચાલો."

એકજ પળ અને તોમ હે નો ચેહરો એક ભુખ્યા વરૂથી પણ જયાદા ઝનુની બની ગયો, ગુસ્સાથી દાંત કચકચાવતાં, તેને તે પોલીસ

સારજંતના પેટમાં એટલી તો જોશથી મુકકી અને લાત લગાવી કે તે બાપડો, બીજીજ પલે નીરાધાર થઈ બરાડ મારતો લીલાં ઘાસ પર બેભાન થઈ તુટી પડયો!

ડોરીન આ દેખાવ જોઈ ન શકી. તેણી જેમતેમ ઉભી થઈ. સફેદ પુણી જેવો તેણીનો ચેહરો ફીકકો મારી ગયો હતો. તેણી ઠડઠડ ધ્રુજવા લાગી અને હેબતાઈને તે ભરથારને ટીકવા લાગી.

"વાહલી આ અહીં એક ગંભીર ભુલ છે." તે ધીમેથી બોલ્યો. "કમબખ્તે કાંઈ ઘોટાલો કીધેલો છે. અને તેથી માહરા આજના લગનનેજ દીવસે હું—" તે બોલતાં અચકી ગયો. "છટ ડોરીન તું અમસ્થી ગભરાયચ. ચાલ અહીંથી આપણે જલ્દી ભાગી જઇએ."

ડોરીન એક પણ શબ્દ ઉચ્ચારી શકી નહી. તોમે તેણીનો હાથ મજબુતાઇથી ધર્યો અને હવે તે ગભરાટમાં તેણીને ઘસડતો દોડવા લાગ્યો.

તેઓ ઘણું દોડયાં નહિ હશે, ભાયગે સો વાર દુર ગયાં હશે. તેટલાં બે જોરાવર પોલીસમેન તેઓની સાંબે થવા! તોમ અતી ઘણો ગાભરો પડયો; તે દોડતો એકદમ અચકી ગયો. બીજી વધુ એક પલ અને તે તેણીનો હાથ છોડી એખલી મુકીને બીજી બાજુ ચાહોમ ધસવા અને દોડવા લાગ્યો. તુરતજ તે બે સીપાઇઓએ તેની પુઠ પકડી.

અફસોસ, તોમ ઘણું દોડી ન શકયો; તેને કશાની આંતી લાગી. અને તે જમીન ઉપર તુટી પડયો. પેલાઓએ એકદમ તેની નજદીક જઈ તેને કોલરમાંથી ધરી ઉઠાડયો. એકાદ પળ તેઓ વચ્ચે ધુરકાધુરકી ચાલી અને વાંચનાર, પછી ડોરીનના ભરથાર ને એક

ભુરા ચોર તરીકે ઠેરવી તે પોલીસના માણસોએ તેના હાથમાંબેડી નાખી!

ડોરીન આ દેખાવ જોઇ શકી નહિ. તેણીના ભરથારને બેડી નાખ્યા પછી એક ગાડામાં ધોબીના ગાંસડા માફક પછાડી નાખતાં જોઇ તેણીના આખા આંગમાં કંપારી છુટી. આહ! આ તે તેણીનો ભરથાર, એક ભુંડો અને ચોર! તેણીનું લોહી ફરતું થંભ થઈ ગયું! એકાદ પલ થોભી તેણી પણ યાહોમ દોડવા લાગી. દોડા-દોડ સીવાય બીજુ કશું તેણીને સુઝયું નહિ. તે રસ્તાથી બીન માહીતગાર તે બાળા યાહોમ કશા પણ વિચાર વગર દોડવા લાગી.

આયંદે તેણી થાકી. તેનો ભરથાર એક ચોર હતો એમ બીહીતી તે બાળા આખરે પોતાની સીહા સ્થિતિનો વિચાર કરવા થોભી. તેણીના સોનેરી વાળ વિખરાઈ ગયા હતા, આંગ પરસેવાએ ભીંગાઈ તરબોર થઇ ગયું હતું. કપડાં ફાટી ગયાં હતાં અને ડચકાંના અવાજોથી તેણીનો જીવ ગુંગળાતો હતો. અને ગભરાતી ચશમે જ્યારે તેણીએ આજુબાજુ દીઠુ ત્યારે તેણીને માલમ પડયુ કે તેણી એક ઉંચી ટેકડીની કીનારીની લાગોલગ હતી.

ઓ! બીજી તે પળ! તેણીની આંખે ચક્કર આવી ગયા. સઘળું ગોળ ફરતું હોય તેવું તેણીને લાગ્યું અને ઓ! તે કમબખ્ત કન્યા સમતોલપણું ખોઇ, તે ટેકરીની કીનારી ઉપરથી ઉંધે મસ્તક જીખાઇ પાસેની ખીણમાં શુધ્ધબુધ્ધ વિના જઈ પડી!

## પ્રકરણ ૨ જું.

જ્યારે તે કમનશીબ કન્યાએ પોતાની ચળકતી તારા જેવી આંખો ખોલી આજુબાજુ દીઠું ત્યારે તેણીએ પોતાને જમીન ઉપર

અર્ધી સુતેલી અને અર્ધી બેઠેલી દીઠી. ગભરાત તથા અજાયબીથી તે આસપાસ દેખવા લાગી. તેણીને કાંઇ નવાઇ લાગી. તેણી અહીં ક્યાંથી આવી? કેમ આવી? કાંય આવી? તેણી પોતાને જવાબ દઇ શકી નહી. શું થયું તેનો તેણીને એક ઝાંખો પણ ખ્યાલ આવ્યો નહિ,

ઉંચેથી ઉંધે મસ્તક ઝીખાઈ જવાથી, તેણીની યાદદાસ્ત શકતીને (તેની નેસને) એક જબરદસ્ત આંચકો લાગ્યાથી, ગંભીર ઈજા પુગી હતી. સઘલા બની ગએલા બનાવો અને તેણીની યાદદાસ્ત શકતી વચ્ચે એક આડો માહભારત અને જબરો પત્થર આવી પડયો હતો.

જાણે આ દુન્યામાં તુરતનીજ જન્મ પામી ઉઠી હોય એવું અભાગણી ડોરીનને લાગ્યું. તેણી આજુબાજુ તગરતગર જોવા લાગી. તેણીનું માથું જબરદસ્ત દુઃખતું હતું. તેણી હવામાં અધ્ધર કશા પણ ખ્યાલ વગર તીકયા કરતી હતી. પણ તેણી જરાકબી બીહધી ન હતી. તેણીએ યાદ કરવાને ઘણી કોશેશો કીધી—માથું કુટયું, એ નાજુક હાથો વતી ઘુમતું મગજ દાબ્યું. પણ તે અભાગણી અબલા કશું યાદ કરી ન શકી કે આ કેમ તેનો અવતાર થયો હતો? અરે! અરે, ફકત તેણીએ ઇચ્છયું કે તેણી જાણી શકે કે પોતે કોણ હતી—ફકત પોતે પોતાનું નામ પણ જાણી શકે! મગર સઘળું વ્યર્થ ગયું.

પણ સારાં સંજોગે તેણીથી થોડેક છેટે કાંઇ સફેદ પડેલું તેણીએ દીઠું. તે એક નાહનકડો મખમલી રૂમાલ હતો. હાથ લાંબો કરી તે તેણીએ ઉપાડયો. અને આજુબાજુ ચારે બાજુ ફેરવતાં એક ખુણામાં "ડોરીન" નામ તેણીએ વાંચ્યું.

"ડોરીન! ત્યારે તો તેજ માહરં નામ હોવું જોઇએ." તેણીએ

મનશે વમાસ્યું. "અરે કેવી અજાયબી કે તે હું ભુલી ગઇ."

આહ! એકાએક તેણીને કાંઈ યાદ આવ્યું. કાંઇ અગાધ બુરૂં, તેણીના બાબમાં બન્યું હતું. પણ અફસોસ, શું બન્યું હતું તે તેણી યાદ કરી શકી નહી. અરે! અરે! યાદ કરવાને તેણીએ જીવ પટકયો, તેણીએ ઇચ્છયું કે જો પત્થર સાથે માથું ફોડતાં, તેણીની યાદદાસ્ત શકતી સજીવન થાય! પણ તેણી તેમ કરી શકી નહી.

તેણીનું ઘુમતું મગજ દાબી તે કન્યા તે બેઠેલી જગા પરથી ઉઠી અને વગર વિચારે આગલ અને આગલ પગલાં ભરવા લાગી. હાલમાં તેણીના મગજમાં કશો પણ ખ્યાલ હતો નહી. અરે, ખ્યાલ આવીજ કયાંથી શકે જ્યારે તે બીચારીએ યાદદાસ્ત શકિતજ ગુમાવી હતી ત્યારે?

વગર વીચારવે તેણી તે ઉજ્જડ રસ્તો કાપતી હતી; અને આખરે, ઘણું છેટું કાપ્યા પછી તેણી એક થાંભલા આગળ આવી ઉભી. તે એક ઠીગણો થાંભલો હતો. તે ઉપર કાળા અક્ષરે લખ્યું હતું—'લંડન ૭૫ માઇલ. તેણીએ તે વાંચ્યું. લંડન! આહ! તે પ્યારૂં નામ તેણીને ધ્યાન આવ્યું. તેની ઉપરથી, વળી પાછી યાદદાસ્ત શકતી સજીવન કરવાને તેણીએ જીવતોડ કોશેશ કીધી. પણ, તેણીના કમનસીબ માટે અફસોસ, તે તેણી યાદ કરી શકી નહી.

નાશીપાસ થએલી અને ભાંગેલાં હૈયાંની ડોરીને પોતાનો રસ્તો આગળ કાપયો. ધીમે અને ધીમે તેણી આગળ વધતીજ ગઇ અને આખરે એક મોટી બીલડીંગ આગળ આવી ઉભી. તેણી જાણી શકી કે તે એક રેલવે સ્ટેશન હતું અને અહીંથીજ ટ્રેન મળતાં તેણીએ લંડન જવા ઇચ્છયું.

તેણી અંદર દાખલ થઇ અને ખુણામાં ઉભી રહી. ગજવામાંથી

પર્સ કાઢતાં તેણીને માલમ પડયું કે તેણી પાસે એક શીલીંગ-બાર છુટી પેન્સ-હતી. ટાકીટ આપીસ આગલ પુછતાં જણાયું કે લંડન જતી ટ્રેન અબઘડી આવી ઉભી રેહશે અને લંડન જવાનો ફેર નવ પેન્સ હતો.

તુરતજ ટીકીટ કરાવી બાકીની ત્રણ પેન્સ ગજવામાં મુકી; કે ટ્રેન ફુફાડા મારતી આવી ઉભી. તેણી તુરત અંદર ગઈ અને એક કમપાર્ટમેન્ટમાં સીટ લીધી. સારા નશીએ તે દબ્બામાં કોઈ ન હતું. અને ટ્રેન ઉપડી.

"માહરી શું ઉમ્મર હશે?" એક નાહની આરસી તે દબ્બામાં ટાંગેલી હતી. તેમાંથી પોતાનો મુખડો જોતાં તેણી પટપતી,-પણ તેણી પોતાને જવાબ દઈ શકી નહિ. તેણીની યાદદાસ્ત શકિત કામ કરી શકી નહિ.

આચંદે ટ્રેન લંડન પોંહચી. વાંચનાર, તે બીચારીને કયાં માલમ હતું કે થોડાજ વખત અગાઉ તેણીએ તે શહેર છોડયું હતું? ટ્રેન થોબતાંજ, સ્ટેશન પર ઉતરી. ટીકીટ આપી દઇ, વગર વિચારે તેણી સ્ટેશન પરથી હેથે ઉતરી.

હજી તો બપોર થઈ હતી. અને તે બાળાએ, પોતીકો રસ્તો વાંકો ટીકો લીધો. હજી તેણીને તેણાનું શું થશે તેનો કશોએ ખ્યાલ આવતો ન હતો. ઘણો વખત ભટકયા પછી લગભગ સાંઝ થતાં તેણી ટેમસ નદીના એકાદ બ્રીડજ પર આવી ઉભી.

તેણી ભુખ અને ઠાકથી અર્ધ મુએલી થઇ ગઈ હતી. આખો દીવસ ભટકતાં કશો પણ તેણીનો ઠાગ લાગ્યો નહિ-યાદદાસ્ત શકતી પાછી સજીવન થઇ નહી. ત્યારે તેણીને એક ભયંકર ખ્યાલ આવ્યો. ઓ! તે હીચકારો વીચાર 'આપઘાત' તેણીને ધ્રુજાવતો હતો. આચંદે

તેણીને પોતાનું છેલ્લું બીછાણું નદીના પાણી પરજ પાઠરવાનું હતું! કારણ હવે તેણી કંટાળી ગઇ હતી. જ્યારે પોતે કોણ હતી તે જાણતીજ ન હતી ત્યારે જીવેલું શું પરમાણુ થાય?

પણ વળી તેણી અચકી ગઇ. કાંય નહિ તે પોલીસની મદદ માગે? કાંય નહી તેઓને જણાવે કે તેણીએ પોતાની યાદદાસ્ત શકતી ગુમાવી છે અને તેઓની મદદ માંગે? એ પળ તેણી વીચાર કરવા થોભી. પોલીસ! આહ! પોલીસ અને કાંઈ બુરો બનાવ તેણી તે યાદ કરી શકી

શું કાંઇ તે બનાવ અને પોલીસ સાથે તેણીને પોતાને સંબંધ હશે? તેણીએ ઘણો ઘણો વિચાર કર્યો પણ અફસોસ તેણીનું કાંઈ વળ્યું નહી. પોલીસની મદદ માંગવાનો વિચાર તેણીએ માંડી વાળ્યો ને પેલો ભયંકર ખ્યાલ 'આપઘાત' તેણીના મગજમાં પ્રસરી રહયો.

એકજ પળ અને અભાગણી ડોરીન તે પાણી પર પોતીકું છેવટનું બીછાણું કરવા માટે યાહોમ ધસ્વા ગઇ હતી તેટલાં પછવાડેથી તેણીના હાથો મજબુતાઇથી ધરાયા; અને તેણી એકદમ અચકી ગઈ.

"સબર" તે કોઇ દેખીતો યુરોપીયન જવાન્યો હતો અને તેને પોકાર કીધો "એવી તે શું નાદાની?"

"માહરી દુરદશાએ મને તેમ કરવાની ફરજ પાડીછ" આંસુઓથી ગરકાવ થએલી આંખે તેના તરફ દેખતાં ડોરીન પોકારી ઉઠી અને પછી ડાકેલી અને નાસીપાસ થએલી તે જવાન બાળા તેનાં હાથમાં બેભાન તુટી પડી.

તે જવાન, જેને આપણે દોનાલ્ડ રેના નામથી પીછાણીશું, તેને તેણીને ઉપાડી નજદીકના એક બાઝટ પર બેસાડી. તે વધુ કાંઇ પણ કરે તે અગાઉ ડોરીને આંખ ખુલી નાખી ને આજુબાજુ દીઠું.

"શું તમે માહરા એક દોસ્ત છો?" તેણી બોલી. અને ભલા વાંચનાર, તેણી કાંઈ એવી રીતે બોલી કે દોનાલ્ડના દીલમાં લાગ્યા વિના ન રહ્યું. તેણીનો કાલાવાલા કરતો સાહદ કાંઇ એવી તરેહનો હતો કે જેથી તેના જીગરમાં કાંઇ અજબ લાગણી બરપા થઈ. "શું માહરે વાસ્તે કાંઈ તમો જાણોચ? શું હું કોણ છું તે તમો ઓળખોચ?"

દોનાલ્ડ તે અબલાના સવાલોનો જવાબ આપી શકયો નહિ. મનમાં અજબ થતો તે ચુપજ રહયો આથી ડોરીનને ઘણું લાગ્યું; તેણીની આંખ આંસુઓથી છલાછલ થઇ ગઈ અને ગરમ આંસુ તેણીના ફીકકા ગાલો પરથી સરી પડયાં.

"જો તમે તમારૂં મથક મને આપશો તો જરૂર હું તમને ઘર વેર મુકી આવીશ." ને તેણીની એકલવાઇ જીંદગી પર દયા ખાતો બોલી ઉઠયો. "ઘેર વેર એખલું જવાની તમારામાં મુદલ તાકાત નથી."

"મેં માહરી યાદદાસ્ત શકતી ખોઈ દીધી છે. ઓહ, માહરે શું કરવું જોઇએ? હું પોતે જાણતી નથી કે હું કયાં રહુંચ? અરે, હું માહરૂં પોતાનું નામ પણ જાણતી નથી."

તે તેણી તરફ વધતી અજાયબીથી દેખવા લાગ્યો. પણ તેનો મીઠો મુખડો જોઇ તેણીની કાંઇ અજબ લાગણીથી તે દયા ખાતો હતો! તેણી, એક દયાને પાત્રજ અબલા હતી. તેણીનો સુંદર ચેહેરો અને નીરદોષ મુખડોજ કોઇનું બી દીલ ઉશકેરે એવો હતો.

"અરે, મને સમજ નથી પડતી કે માહરે શું કરવું?" તેણી બોલી. અને એટલું બોલતાં તેણીના હોઠો ધ્રુજ્યા.

"શું તમો કશું પણ યાદ કરી શકતા નથી? આ જગો પર કેવી રીતે આવ્યા તેબી નહિ?" તેણીની પાસે બેસી જતાં, દોનાલ્ડે માયાથી પુછ્યું.

"હા તે કહી શકીશ. એક તે જગા કે જે હું જાણુતી નથી ત્યાંથી એક ત્રેન મારફતે હું અહીં આવી. જાણે હું સ્વપ્નામાંથી જાગૃત થઈ હોઉં તેવું મને લાગ્યું હતું અને મે પોતે મને એક ઘાસવાળા ખુલ્લા પડત મેદાનમાં પડેલી દીઠી હતી. હું જાણુતી નથી કે તે શું જગા હતી. ત્યાંથી જેમ તેમ આગળ જતાં હું એક સ્ટેશને આવી ઉભી અને લંડન જવાની ટીકીટ લીધી–એમ મેં શા સારૂં કીધું હતું તે મને પોતાને જરાએ ખ્યાલ નથી. મને લાગેચ કે હું લંડન આવી તે કાંઇ સારાનેજ કાજે. આહ! કારણુ તે જગા પર એક માઠો બનાવ બન્યો હતો અફસોસ! તે બનાવ શું બન્યો હતો તે ઘણું યાદ કરવા છતાં હું યાદ કરી શકી નહી. પણ ખચ્ચીત તે એક બુરોજ બનાવ હતો."

"શું તમો પોતે તમારૂં નામ પણ જાણી નથી શકતાં?" દોનાલ્ડે ભારે તાજુબી ને દીલસોઝીથી પુછ્યું. જેના જવાબમાં ડોરીને પેલો રૂમાલ અને ખુણા પરનું નામ બતાવ્યું.

"આએ માહરૂં નામ છે, એવું હું ધારૂંચ. પણ હજી માહરી પકકી ખાત્રી નથી."

તેણીની દીલ ઉસકેરનારી અવસ્થા દેખી દોનાલ્ડના દીલમાં ઘણું લાગી આવ્યું. આહ! તે નાહનું બાળક ખચ્ચીત, તેણી એક બાળક જેવી ખુબસુરત અને ભોળી હતી. તેની દરકાર લેવીજ જોઇએ. કદાચ તેણીના મીત્રો અને સગાંવહલાંઓ તેણીની સંભાળ લે તે અગાઉ હાલમાં તો તેણીની સંભાળ દોનાલ્ડે પોતેજ લેવા ધારી. તેને તેમ કરવાની પોતાની ફરજજ સમજી.

"તમારી સંભાળ લેવાની મને પરવાનગી આપશો?" તેને પુછ્યું.

"ઓહ! જરૂર, જરૂર. તમારા જેવો મીત્ર હું ખોહવા

માગતી નથી."

"ત્યારે હું તમને માહરે ઘરે લઇ જઇશ. માહરા ભલાં વૃધ્ધ કાકી તમારાં દરેક સુખ સગવડની જરૂર સંભાળ રાખશે. અને હું માહરાંથી બનશે એમ તમારા કોઇપણ સગાંવ્હાલાં, દરદોસ્તદાર સાથે સંદેશા ચલાવી, તેઓને જલદીજ સ્વાધીન કરીશ."

એક ટેક્ષીકેબ જે પાસેજ ઉભી હતી તેમાં બેસી તુરતજ તેઓ દોનાલ્ડને મકાને હંકારી ગયા. તે એક ફાંકડું મકાન હતું. જો કે જુની ફાશીન પર બંધાયલું હતું તો પણ મજબુત બાંધણીનું હતું. મોટાર તેનાં ઘરે આવતાં તુરતજ એક નોકર તેની નજદીક આવ્યો. અને મોટારનું બારણું ખોલી એક ચીઠી તેના હાથમાં મુકી.

'**વાહલા દોનાલ્ડ,** માહરા ભાઈ ઉપર એક ગંભીર પ્રકારનું ઓપરેશન કરવાનો મને તાર મળતાં હું આજે અપોરની ગાડીમાં સ્કોટલંડ ઉપડી જાઉંચ. ઉતાવળ માફ. એબરદીન, માહરા ભાઇના મકાનમાં પુગી હું વીગતવારે લખીશ.

લી. **જેનેત કાકી.**'

ઓ! તેના કાકી જતાં રહ્યાં. ત્યારે તે એખલોજ નોકરો સાથે હતો. તે કુંવારો હતો; અને હવે ત્યારે તે બાળાને પોતાની પાસ કેમ રાખી શકે? તેને તથા તે બાળા માટે લોક શું વિચારે? અને હવે, ત્યારે શું કરવું?

## પ્રકરણ ૩ જું.

દોનાલ્ડ એ ઘડી વિચારમાં પડયો.

જે અબલા નિરદોષ અને ભોલી હતી, જેને પોતાની યાદદાસ્ત

શકિત ગુમાવી દીધી હતી તેને પોતીકા આસરામાં તે ભલા જવાને લીધી તો ખરી, પણ જેનેટ કાકી તો એબરદીન જઇ રહ્યાં હતાં અને તે પોતે કુંવારો, છડો ગૃહસ્થ હોવાથી તે તેણીને પોતીકાં મકાનમાં આસરો કેમ આપી શકે? તેના વમાસણમાં બે પળ તે વીંટળાઈ ગયો

શું કરવું? તે અબલા કે જેણીની સુંદરતાની જોડી મળવી મુશકેલ હતી તેણીને શું તે આ દયાહીણ ધર્થી ઉપર એખલી તજી દે? તેમ કરવા દોનાલ્ડ રે નું દીલ ચાલ્યું નહિ. તેણીથી વીખુટા પડવા, તેનું જીગર તેને ના પાડતું હતું!

અને તોબી તેને તેનું વચન પાળવાનુંજ હતું ગમે તેમ કરીને તે પોતે તે અદા કરવાનોજ. અલબત, જો તેની કાકી ઘરમાં હતે તો પોતાનું વચન અદા કરતાં તેને કાંઈ ઝાઝી મુશકેલી ન નડતે અને તો પણ ગમે એવી મુશકેલી છતાં તે ભોલી અને કમનશીબ કન્યાને પોતીકા હવાલામાં રાખવાનું વચન અદા કરવાનોજ તેણે પકકો નિશ્ચય કર્યો. તેને ડોરીનને પાછી મોકલી ન દેવાનું વચમ આપ્યું હતું. તેથી હોસ્પીતાલ અથવા કોઇબી 'નરસીંગ હોમ'માં તેણીને મોકલી દેવામાં તેને જોખમ જોયો. જ્યાં સુધી તેણીનાં સગાં વાહલાં દાવો કરતાં આવે નહિ ત્યાં સુધી તેણીની જતન તેના ઘરમાંજ લેવી જોઇએ એવો તેને મન સાથે નકકી વિચાર કીધો.

તેને તેણીને અંદર લઇ જઈ ડ્રોઇંગ રૂમમાં બેસાડી. નોકરો આ નવી છોકરીને શેઠ સહીત આવેલી જોઈ પોતપોતીકા વચ્ચે ગુસગુસ કરવા લાગ્યા. તેણીની બેહદ ખુબસુરતી જોઈ તેઓથી અજાયબીની એક અવાચી ખાધા વિના રહેવાયું નહી.

હવે દોનાલ્ડે પોતાની બુઢ્ઢી અને જુની હાઉસ કીપર મેરથાની

દાદ ચાહી. જ્યારે તે ભલી બુઢ્ઢી બાઇએ ડોરીનની કમનસીબ કાહાંણી જાણી ત્યારે તેણીના દિલમાં લાગ્યા વિના રહયું નહી. તેણીએ ડોરીનને પસવાડી, પતાવી, એક માતાનાજ હેતથી સમજાવી અને એક સુંવાળા બીછાણા પર સુવાડી; તેણીની સંભાળ રાખવાનું માથે લીધું.

તેણી એક ખરેખરી ભલી અને ક્ષમાની વૃધ્ધ બાઈ હતી અને ડોરીનની દયાજનક સ્થિતિ માટે પણ જેટલી અજાયબ થઈ તેટલીજ દયા ખાવા લાગી. તુરતજ ડૉકટરને બોલાવવામાં આવ્યો, અને તેને, જયારે તેણીની કાહાણી જાણી અને તેણીને ઘણીજ સંભાળથી તપાસી ત્યારે, મત આપ્યું, કે તેણી કેઠે જબરી ભીખાઇ ગઈ હતી અને તેથી 'નરવસ સીસતમ'ને જબરો આંચકો લાગેલો હતો. જો કે શરીરની અંદરના અવયવોને થોડું ઘણું નુકશાન પુગું છે તોબી તેણીનું મગજ તદન સહીસલામત હતું.

"અને શું ત્યારે તેણી યાદદાસ્તશકિત પાછી સજીવન કરી નહીં શકશે?" દોનાલ્ડે પુછયું.

"ઓહ! ઘણું શકમંદ છે. વખત લાગશે. થોડો વખત તદન આશાયશ અને શાંતીની ઘણી જરૂર છે. અને જો સારી સંભાળ અને ઉપર અને ઉપર દેખરેખ રાખશો તો મોડેવેહલ્લે તેણી સાજી થશે. ઘણી ઉતાવલની જરૂર નથી અને વળી, સવાલો પુછી તેણીને કંટાળો પણ ખવાડવો ન જોઇએ."

"હું નહિ ધારતો કે આ માહરા અંજાણા ઘરમાં તેણી શાંતીથી રહી શકે." દોનાલ્ડ બોલ્યો. "માહરે તેણીના સગાંવાહલાંની ખોળ કાઢવીજ પડસે. હું ન્યુસપેપર અને પોલીસમાં એ ગરીબ અબલાની કાહાણી જરૂર રજુ કરીશ."

દીવસો પસાર થતા ચાલ્યા. પણ દોનાલ્ડ રે ના મોટા સુવાના ઓરડામાં બીછાણા પર, ઘરની કારભારણ મેરેથની સંભાળ હેઠળ આરામ લેતી અબલાના દોસ્ત આસાનાઓ કે કોઈ પણ સગાંવાહલાં તેણી માટે દાવો કરતાં આવ્યાં નહિ.

વર્તમાનપત્રોમાં ડોરીનની કમનશીબ કાહણી છપાઇ, પોલીસના માણસોએ શોધખોલ કીધી; પણ સઘળું ફોકટ! ડોરીનનાં, ખચ્ચીત, કોઇ પણ ઝાઝા દર દોસ્તદાર અને સગાંવાહલાં તો ન હતાં. જે હતાં તે, તેણીનો ભરથાર તોમ, જે કેદખાનાની હવા ઘોરતો હતો અને મીસીસ સ્મીથ બીચારા આંખે ઘણાં હેરાન થતાં હોવાથી કાંઈ પણ વાંચતાં ન હતાં અને તેણીની બેટી સેલી હતી. જે બિચારી ઘરના કામમાંથી ફારેગ થાય તો ન્યુસ હાથમાં ધરે કેની? અને આવી રીતે ડોરીન માટે કોઈ પણ દાવો કરતું આવ્યું નહિ.

ડોરીન પંદર દીવસ બીછાણા પર રહી અને દોનાલ્ડની માયા તથા મેરેથની કાલ-જીથી ધીમે ધીમે સાઝી થવા લાગી. ગરીબ દોનાલ્ડ રે! તેણીને જોઇ અને બસ કાંઈ અજબ લાગણી તેના દીલમાં થવા લાગી. તે સમજી ન શકયો કે હવે તેનાથી તેના કામ ઉપર પુરતું ધ્યાન અપાતું કેમ ન હતું! ખાતાં પિતાં, ઉઠતાં બેસતાં, કામધંધામાં અને હર વખતે બસ તેણીનો દીલકશ ચેહરો અને તેણીનો તીણો સારંગી જેવો અવાજ 'જો, મને મોકળી ના દેતાં.' તેના કાન આગળ રમ્યા કરતો હતો. એ સઘળાંનો શું સબબ હતો તે, તે વિચારી કે કલ્પી ન શકયો.

ડૉકટરે, દીવસો વહેતા ગયા તેમ, તેણીને ફરવા હરવાની રજા આપી. ડોરીનની ખુશાલી હદ વગરની હતી, કારણ બીછાણા પર પડી રેહતાં તેણીના ગજે છરી ફરતી હતી. તેણીની ખુશાલીમાં

બુધ્ધી મેરેથ પણ ભાગ્યણુ હતી.

એક દીવસે ઘરમાં તદન નવરું હતું અને ડોરીનને સોહવાનું ન હતું આથી તેણીને પ્યાનો પ્લે કરવાનું મન થયું. દોનાલ્ડ બાહર ગયો હતો અને મેરેથ રાંધણીમાં કામકાજે રોકાયલી હતી. આથી તે ખોલી, તેણી વજાડવા બેઠી.

ધીમે ધીમે, વજાડવામાં તેણી એટલી તો મશગુલ બની ગઈ હતી કે દોનાલ્ડ રે તેણીની પછવાડે ઉભો ઉભો કેટલા ઉત્સાહથી તેણીને તપાસતો હતો તેનું કશું પણ તેણીને ભાન ન રહ્યું.

દોનાલ્ડ, તે શુસોભીત પીક્ચર–ખચ્ચીત તેણી એક જોવા લાયક પીક્ચરજ હતી–જોતો પોતીકા દીલની લાગણીઓ જેમ તેમ સમાલતો ઉભો હતો. તેનું ધ્યાન તેણીના મીઠા ગાયન પર ન હતું પણ તેના જીગરમાં થતી ભેદી લાગણીઓનો દરીઆફ્ત તે કરતો હતો. આહ! હવેજ તે સમજી શકયો કે 'પ્યાર'ની ભેદી લાગણી તેના દીલમાં બરપા થઇ હતી!

.. તે એકદમ દોરીન આગળ જાહેર થયો. તેણી તેને જોતાં એકદમ ઉભી થઈ, તેણીના ગાલો શરમથી લાલ લાલ થઇ ગયા. દોનાલ્ડે તેણીના સફેદ દુધ જેવા ગોરા, નાજુક કરો ધર્યાં અને પછી ખરી લાગણીથી બોલ્યો, "ડોરીન! ઓ મીઠી છોકરી! તું જાણેચ તેં મને શું કીધુંચ? તેં મને પ્યારનો પતપતારો કરતાં શીખવ્યોચ."

તેણીના હોથ ફડફડ ધ્રુજતા હતા અને તેણી મુગીજ ઉભી રહી. દોનાલ્ડે તેણીને પોતીકી ગોદમાં દાબવા નજદીક ખેંચી અને પછી બોલ્યો, "માહરા પ્યાર માટે તાહરાં જીગરમાં તું જગ્યા કરશે? બોલ મીઠી છોકરી?"

"શું–શું ખચ્ચીત તમો મને ચાહી શકોચ?" ધ્રુજતાં તેણી

ધીમે સાહદે બોલી. "તમો આવા મોટા પુરૂષ છો—આવા પૈસાદાર."
ગળાંમાંનું ડચકું જેમતેમ સમાવી દેતાં તેણી બોલી. "તમો આટલા
શીખેલા છો અને સઘળું તમે જાણોચ તે છતાં મારે માટે તમે
દરકાર કરી શકોછ?"

"ડારલીંગ, જ્યાં સુધી મેં તને ન દીઠી હતી ત્યાં સુધી હું
કશું પણ જાણતો ન હતો કે પ્યાર શું ચીજ છે! જીંદગીની ખરી
મોજ કેમ મેળવવી તે તેં મને શીખવ્યું છે. મીઠી અને ભોળી
છોકરી, તેંજ માહરા હરૂડયની બારી ખોલી નાખી છે કે જેમાંથી
પ્યારનો પ્રકાશ હું જોઇ અને જાણી શકયો છું. અત્યાર સુધી હું
અંધારામાંજ ગોટાં ખાતો હતો."

"અને માહરી યાદદાસ્ત શકિત?" તેણી તેની ગોદમાં માયા-
થીજ ચંપાઈ રહી દયાજનક સાહદે બોલી. "અરે—અરે તે ઉપરાંત
તમો જાણતાં નથી કે હું પોતે કોણ છું."

"મને તાહરાં નામ અને તું પોતે કોણ છે તે સાથે શી
નીસબત છે? તું જો ખરેખર મને ચાહતીજ હશે તો જે હું તાહરી
તરફથી માંગુંછ તે મને તું જરૂર આપશેજ" અને હવે તે આજીજી
કરતી ધબે બોલ્યો. "તેં મને પ્યાર જેવી ચીજ શું છે તે સીખવીચ
તો હવે મને પ્યારનો પતપતારો કરવા દે. બોલ મધુરી છોકરી, તું
માહરે ત્યાં, માહરી ધણીઆણી તરીકે આવી વસસે? બોલ, તું તેમ
કરશે? માહરી વાઇફ થશે, ડારલીંગ ડોરીન?"

"હું ગરીબ ભીખારડન છું" પ્યાર ભરેલા સાહદે ધીમેથી
તેણી બોલી "અરે, ફકટ હું જાણું કે હું કોણ છું—આહ ફકટ હું
માહરૂં નામજ જાણી શકું."

"તું માહરે મનસે માહરો સુરજ અને ચાંદ તથા ચળકતા

તારાઓ, દુન્યાનું તેજ છે. વાહલી," હવે તે તેણીને પોતીકી ગોદ-માંથી છુટી કરતાં બોલ્યો. "હું તને માહરા ખરાં અંતઃકરણથી ચાહુંચ. તો બી તાહરી મરજી ઉપરાંત હું તને જોરજુલમથી માહરી કરવા માંગતો નથી. તે તદન બનવું અશકત છે" અને તેને પોતીકો જમણો હાથ તેણી તરફ લંબાવ્યો. "જો તું મને ખરેખર ચાહતી હોય તો આ હાથનો ગમે તે ઉપયોગ કર."

તેણીએ તે હાથ પકડયો અને તે ઉપર એક મીઠી ચુમી લીધી. "વાહલા, મને તમારાં જેવું શીરછત્ર માહરે માથે હોવાની જરૂર છે અને હું તેથી ખોદા પાસે માંગુંચ કે જેટલો પ્યાર તમે માહરે માટે ધરાવો છો તેવોજ પ્યારનો બદલો હું તમને આપી શકું!"

---

## પ્રકરણ ૪ થું.

---

જ્યારે મેરેથે તેઓના પ્યારની વાત જાણી ત્યારે તેણી ઘણીજ ખુશી થઈ. કારણ તેણીના શેઠના સુખદુઃખની કોઇ પણ ભાગ્યણની શેઠને જરૂર હતી અને તે મળ્યાથી તેણી ઘણીજ રાજી થઇ. વધારે તેણી ખુશી તો એમ હતી કે ડોરીન જેવી બચ્ચાં સહી નિરદોષ ભોળી બાળાને તે પરણનાર હતો. તેણી નાહનપણથીજ દોનાલ્ડના માતપીતાની સેવા બજાવતી હતી. દોનાલ્ડના માતપીતાના અચપુચાં મરણ પછી તેણી દોનાલ્ડની એક માતાજ થઈ રહી હતી. અને ભલો દોનાલ્ડ તેણીને પણ તેવાંજ પ્યારથી માન આપતો હતો. કારણ નાહનપણથીજ તેણીના ખોળાપર રમતો દોનાલ્ડ હજી તે બચપણ ભુલી ન ગયો હતો.

જેટલો દોનાલ્ડ ડોરીનને પ્યારથી પૂજતો હતો તેટલીજ બલ્કે તેથીબી વધારે સંભાળથી મેરેથ તેણીની જતન લેતી હતી.

એક દીવસે ડોરીન પોતીકા ઓરડામાં બારણાગમ પીઠ કરી બેઠી હતી, ત્યારે ધીમે ધીમે દોનાલ્ડ તેણીના ઓરડામાં દાખલ થયો. તેણીને બીહરાવતી ધએ હસીને પુછ્યું, "વાહલી, તાહરા ઓરડામા વગર રજાએ દાખલ થવાનો પેહલો હક કોણ ધરાવેચ?"

તેણી બીહધી અને ચમકી! "વાહલા, હું કેવી બીહધી?" આટલું બોલતાં તેણીનો સાહદ ખોખરાયો અને દોનાલ્ડે જોયું કે તેણીની આંખ આંજુઓથી તરબોર હતી. તોપણ તેણીએ હસીને વધાર્યું, "અલબટ, તેને કે જેને મને જીંદગીનું સર્વોતમ સુખ શીખવ્યુંચ; તેજ એખલાને, કે જેણે માહરી સંભાળ લેવાનો એક માહ મુશકેલ જોખમ ખેડયોચ તેનેજ વગર રજાએ માહરા ઓરડામાં આવવાનો એખલો હક છે." અને તેણીએ તેના હાથ ચુમ્યા.

તેણીનો સાહદ ધીમાં ડચકાંએ ગુંગળાતો હતો, તેણીની આંખમાં આંજુઓ હતા અને તેણી ઘણી ફીકી પડી ગઈ હતી જે દોનાલ્ડથી સઘળું છુપાવવાની તેણી કોશેશ કરતી હતી.

"ડોરીન, માહરી પ્યારી, માહરા હૈયાનાં હાર એમ કાંય? તને છે શું? આએ માહરા કીંમત વગરના હાથો, રડતી, કાંય ચુમે છે?" દોનાલ્ડ, તેણીનો ગભરાત, ફીકાશ તથા આંખમાંનાં આંસુઓ જોઈ લાગણીથી પોકારી ઉઠયો.

તેણીએ કશો જવાબ દીધો નહિ. અને દોનાલ્ડનાં ભારે ગભરાત અને અજાયબી વચ્ચે તેણી ધમધોકાર આંજુઓ ખેરવવા લાગી! "ડારલીંગ, માહરાં પ્યારાં જીગર, કાંય એમ કાંય? તું શું માંદી છે? તુંને શું દુઃખ છે?"

તેણીએ તેના હાથ ધર્યાં અને ફરી ને ફરી તે ચુંબવા લાગી. તેણીની આંખમાં હજી આંસુ જેમના તેમજ હતાં. તેણી ફીકી અને બીહધેલી લાગતી હતી! દોનાલ્ડે તેણીને પોતીકી ગોદમાં દાબી પુછ્યું, "ભોલી છોકરી, મને કહે તને શું છે? તાહરૂં શું દુ:ખ છે? મને કહે. તે હું દફે કરીશ. તાહરી માથેની આફ્ત હું તાળીશ. જો મને કહે." તેને ઘણાં કાલાવાલા કરતી ઘએ કહયું.

ડોરીન કાંઈ કહેવા ઇચ્છતી હતી પણ તેણીની જીભજ ઉપડતી નહી. આહ! પ્યાર અને લગનનાં વીચારે તેણીનાં દીલમાં ધ્રુજરી છુટતી હતી. કાંઈ ઓર તરાંહની ફાર તેણીના કોમળ હરૂડયમાં લગનના વીચારે પડતી હતી!

લગન અને દેવળ! હા, તેને કાંઈ યાદ આવ્યું: લગન—આહ એ શબ્દ સાથે તેણીને પોતાને ભુતકાળમાં કાંઈ સંબંધ હતો! અરે, પણ તે શું સંબંધ હતો તે, તે કમનશીબ કન્યા કલપી શકી નહી. તેણીએ તેણીનું ઘુમતું મગજ પોતીકા બે કોમળ હાથે દાબ્યા, ફરીને કાંઈ યાદ કરવાની કોશેશ કીધી. પણ અફસોસ, તે વ્યર્થ ગઇ. માત્ર જે તેણી યાદ કરી શકી તે એજ હતું કે 'પોલીસ' અને 'લગન' શબ્દ સાથે તેણીને કાંઈ સંબંધ હતો.

પોલીસ! આહ, જો પોલીસ સાથે તેણીને પોતાને કાંઈ પણ સંબંધ હોય તો જરૂર પોતાને કપાળે કલંકની કાળી તીળી ચોંટેલી હોવી જોઇએ. કાળી તીલી અને કલંક! ઓ તે કેવી નામોશી! આવી નામોશીમાં ગરક ગએલી અબલા—દોનાલ્ડ રે જેવા સુદ્ધા ગૃહસ્થને પોતાનો કરવા માટે ખોદા તથા દોનાલ્ડની કેવી ગુનેહગાર હતી?

વાંચનાર, એજ વિચારે રડતી અને ફીકકી બનેલી દોનાલ્ડે—

કમનશીબ ડોરીનને દીઠી હતી. અફસોસ, અફસોસ, ભુતકાળના બની ગએલા બનાવો તથા તેની યાદદારત શકિત વચ્ચે એક મોટો જબરદસ્ત પડદો હોવાથી, તેણી અંધારામાં થોકડ ખાઈ કેટલી દુઃખી બનતી હતી? રે, કમનશીબ તે બાળા!

દોનાલ્ડની પ્યારી ગોદમાં દબાયલી તે અબલાને ઘણા કાલાવાલા કરવા છતાં જવાબ ન મળવાથી તે બહુ નારાજ થયો; પણ તેને કસો ગુસ્સો કર્યો નહી "ચાલ તાહરી મરજી નથી તો હું તને જોર-જુલ્મથી નથી પુછતો. તાહરૂં દુઃખ ધીમેથી તુંજ દફે કર, જો માહરા દીલાસાના શબ્દોથી તે નહિ થતું હોય તો." અને તેને વાંકો વળી તેણીનાં ગાલોપર બોકી કીધી. "વાહલી, આપણે જલ્દીજ લગન કરી નાખશું."

"ઓ નહી નહી, દોનાલ્ડ" એક બીહઘેલી હરણી પેરે કાપતાં તેણી બોલી ઉઠી." હમણાં ઉતાવળ નથી. અરે, તમે જ્યારે માહરી યાદદાસ્ત શકિત પાછી સજીવન થશે ત્યારે, માહરા વીષે શું ધારશો? જેટલી ભોળી તમો મને ધારોચ તેટલી હું હોવશ કે? મેં તમને ઘણી વખત કહયુંચ કે માહરી ગઈ ગુજરીમાં માહરે માથે કાંઇ પણ કલંક છે. હું પોતે કોઈ પણ રીતની બુરી થશચ." જરાક થોભીને-"અને વાહલા, કદાચ તે સાચ્ચું હોય તો?"

પણ દોનાલ્ડે હસીને જવાબ દીધો "માહરી મીઠી અને ભોળી ડોરીનના કપાળ પર કદીબી કાળો કલંક ચીટકી શકેજ નહિ."

"અને-અને સમજો કે બની શકયું તો?" તેણી જેમ તેમ મકકમપણું સાચવી બોલી ઉઠી. "આહ! આએજ હૈયામાં કાંઈ ખટકખટક થાયચ, તેજ દેખાડેચ કે જે વખતે મેં માહારી યાદદાસ્ત શકિત ગુમાવી હતી તેજ વેળાએ માહરા બાબમાં ઘણુંજ ભયંકર

અને શરમ ભરેલું બનેલું છે. પોલીસમેન! પોલીસ–અરે તે શબ્દ મને એટવો કાંય બીહવરાવતો હશે? મેં શું કાંઇ અપ્રમાણીક અને નીચ કાર્ય કીધુંચ જે મને ધાસ્તી ખવડાવ્યા કરેચ? અરે–અરે તે મને ફક્ત યાદ આવે!" અને તે ઘણીજ કરગરી રડી પડી.

"વાહલી તું તે તુંજ મીઠી ડોરીન છે." તેણીને શાંત પાડતાં તે બોલ્યો. "તુંજ તે મીઠી અને સુગંધીદાર લીલી ફ્લાવર જેવી છોકરી છે–અને તે કદીબી એક બુરી બાળામાં ફેરવાઈ શકેજ નહિ. તું ગમે તેવીબી હોય તોપણ તું માહરીજ છે."

"અરે! તમારાં પવિત્ર નામને ધક્કો પોંહચે તે અગાઉ, દોનાલ્દ હું મરવાનુંજ પસંદ કરીશ–" તેણી ખરી લાગણીથી બોલી. "તમારૂં નામ આ જગતમાં નામોશીમાં લાવવા પેહલાં હું માહરૂં મોહતજ માંગીશ."

દોનાલ્ડ ઘણોજ દુઃખી થયો. તેણીને આટલી દુઃખી જોઇ તેના જીગરમાં લાગ્યા વિના રહયું નહિ. તેણીને તેને ઘણી પતાવી, ઘણી મનાવી અને સમજાવી.

તેઓ ત્યાર પછી એકમેકને ચુંમી આપી છુટા પડતાં હતાં ત્યારે તેઓ આગળ મેરેથ આવી ઉભી.

"એસ્કયુઝ મી, મી૦ દોનાલ્ડ" તેણી હસીને બોલી. "મેં તમારી વાતચીતમાં નાહક ખલલ નાખી. આએ તમારે નામનું રેજીસ્તર પારસલ આવ્યુંચ. તમોને રોકાયલા ધારી મેં માહરીજ સહી આપી લઇ લીધુંચ."

"ઠેંક્યું" તે પારસલ પોતીકા હાથમાં લેતાં દોનાલ્ડે હસી કહયું,

મેરેથ તે પારસલ પોતીકા શેઠને સ્વાધીન કીધા પછી પોતીકા રસ્તે પડી. દોનાલ્ડે, તે પારસલને આમ તેમ ફેરવ્યા પછી, ડોરીન

તરફ હસીને કહયું "વાહલી, કાંઇ સુંદર ચીજ જોવા માટે તૈયાર રહે."

"તે શું છે?" જરાક પણ ઉલટ લીધા વિના તેણી બોલી.

"તે એક સીતેર હજાર પાઉંડની કીમતની નેકલેસ છે."

"અને તમારી તરફ કાંય મોકલવામાં આવી છે?"

"આફ્રીકામાં માહરો એક દોસ્ત હતો--ગરીબ તોમ જોનસ બીચારો! તે થોડાજ વખતપર ગુજરી ગયો હતો. અને તેની બાયડી છોકરાં, ઘણીજ ખરાબ અવસ્થામાં આવી પડયાંચ. અને તેણી બીચારીએ માહરાપર વેચવા કાજે મોકલ્યોચ." એટલું કહેતાં તેને તે પારસલ ઉઘાડયું. અને એક સુંદર નેકલેસ દોનાલ્ડના હાથમાં ઝળકી રહી.

જાણે તે સુંદર નેકલેસનો ઝગઝગાત તે સુંદર છોકરી—ડોરીન—થી જોઇજ શકાતો ન હોય તેમ કાંઈ અજબ ધાસ્તીથી ધુજતાં બોલી, "ઓ બંધ કરી નાખો! એકદમ તેને ઢાંકી દેઓ! અરે, અરે, મને બીહવરાવેચ. તે ગુસ્સાથી માહરાપર ડોળા કાઢેચ મને બીહક લાગેચ, ધાસ્તી લાગેચ—આહ! તે કાંય થાયચ તે મને સમજ નથી પડતું!"

"માહરી દારલીંગ તું આજે એટલી બધી નર વસ કેમ બનેચ?" દોનાલ્ડ તેણીની દયા ખાતાં બોલ્યો. "આટલા કીંમતી—પણ માત્ર પત્થર જેવી ચીજમાં બીહવાનું શું છે?"

"હું તે જાણુતી નથી." ધાસ્તીથી હાંફતાં તે બાળા બોલી. "પણ, અરે જો કાંઇ કશું તેઓને થાએ તો? અરે, તેઓ ચોરાઇ જાય તો?"

"વાહલી, તે કદી ચોરાશેજ નહી, કારણ કોઇનાં રૂવાંને પણ ખબર નથી કે આવા કીંમતી મોતીઓ અંહી છે. અને કાલે સહ-

વારના પોહરમાં તો હું તેઓને માહરાં વેપારીને ત્યાં મોકળી આ દઇશ. ત્યારે હવે ધાસ્તી જેવું રહયું શું?"

"હું નથી જાણતી-નથી જાણતી કે હું પોતે એટલી બધી ધાસ્તી કાંય ખાંઉચ!"

ડોનાલ્ડે તેણીની આવી સ્થીતી જોઈ પોતીકાં પાસામાં દાબી અને એક કીસી કીધી, અને પછી બોલ્યો "ઘડી ઘડીસે તું એમ નરવસ બની જાએચ તે માહરે ડોકટરને જણાવવુંજ જોઇશે."

"માહરી ના દરકાર કરો. હું તદન સારી પેંડે છું." તેણી ભારે જહેમતે બોલી. "પણ-પણ અરે-આ મોઘાં દાગીનાને કાંઈ અળવળ પુગશે તો? આજની રાત્રી તમે કયાં તેઓને સંભાળથી મુકનાર છો?"

"માહારા સ્ટડી-રૂમની તીજોરીમાં. ચાલ વાહલી, માહરી સાથે આવ. હું તને સઘળું દેખાડું." અને ડોરીનનો હાથ પકડી તે તેણીને સ્ટડી રૂમમાં લઈ ગયો. તેણીને તેને સઘળું સમજાવ્યું-કેમ ખોળવું, કેમ ઉંઘાડવું. પણ જે તે બોલી જતો તે તેજ સમજી શકતો હતો. કારણ ડોરીનનું ધક ધ્યાન કોણ જાણે ધાસ્તીમાં કયાં ચરવા ગયું હતું!

વાહલાં વાંચનાર, તે નિરદોષ અને ભોળી અબલાની ધાસ્તી શું હતી? જે તેણી ધાસ્તી ખાતી હતી તેમાં કાંઈ વજુદ હતું કે? શું તેણીની યાદદાસ્ત શકિત પાછી સજીવન થતી હતી?

વાંચનાર, થોડોજ વખત થોભી જા પોતાની મેલે સઘળું જણાશે!

# પ્રકરણ ૫ મું.

રાત્રી થતાં તેઓ બંને છુટાં પડયાં. અને એકમેકના ઓરડામાં ગયાં. ડોરીન પોતાના ઓરડામાં જઈ તદન ધાસ્તીથી ફીકકી સફેદ પુણી જેવી થએલી એક ખુરસી પર બેઠી. જ્યારે બીજી બાજુ, દોનાલ્ડે તેણની તબીયત માટે ફીકર કરી ડૉકટરને દેખાડવાનો મનસુબો કીધો.

તે ગરીબ અબલા પોતે સમજી ન શકી કે તેણીના દીલમાં ધાસ્તી અને બીહક શાની પેદા પડતી હતી? તેણી વિચાર કરતી, બેધ્યાનપણે બાહાર બારીએ જોતી બેસી રહી. વારંવાર તેણીના મગજો પર તરંગોની સ્વારી ચધી આવતી અને 'પોલીસ' શબ્દ, બીહધરાવી તેણીને અર્ધી કરતો હતો. તેણીનો ચેહરો મોહતના જેવો સફેદ થઈ ગયો હતો. પોલીસ!—આહ! ત્યારે તો તેણીએ કાંઇ ખરાબ કાર્ય કીધેલું હોવુંજ જોઇએ, તેણી એક બુરી અબલાજ હોવી જોઇએ; અને ત્યારે ભલો અને સુધો દોનાલ્ડ રેની તેણી ધણીઆણી કેમ થઇ શકે?—ઓ! તે વિચારજ કેવો ત્રાસ આપનારો હતો!

કલાકો પસાર થઇ ગયા; ધરમાં તમામ શાંતી અને ચુપકીદી પથરાઈ, પણ ડોરીન—તે વિચારના વમળમાં વીંટળાયલી આરામ ચેરપર બારીની બાહરનો દેખાવ જોતી, અશાંત મગજે બેઠી હતી.

એકાએક તેણીએ કાંઇ અવાજ સાંભળ્યો! કોઇ ઓરડાના બારણા આગળ હતું, અને બારણાનું હેન્ડલ ફેરવવાની કોશેશ કરતું હતું. તેણી બીહધી—હદથી જયાદા બીહધી. અને ખુરશી ઉપરથી

ઉઠી ઉભી થઈ નરમ પગલે ચાલી બારણાથી થોડેક દુર જઇ ઉભી. ઓરડામાં દાખલ થવાની કોઇ કોશેશ કરતું હતું. ચોર!—અને તેણીને પેલી મોતીની માળા યાદ આવી. તેણીનું દીલ ધબકવા લાગ્યું. તેણીનું મગજ ભમવા લાગ્યું. અને તેણી ઠડઠડ ધ્રુજતી, ગુપચુપ ઉભી રહી.

એ વેળા તે હેન્ડલ માહ મુસીબતે ફર્યું—અને ત્રીજી વેળા—ઓ તે પળ!—તેણીના ઓરડાનું બારણું ખુલ્યું અને એક સીહા આકારને બારણાને અધેલી ઉભેલો ડોરીન દીઠો.

"ડોરીન! સાભલેચ કે ડોરીન!"

તેણી એકદમ દધાઇ, પાછલે પગે હઠી ઉભી રહી. તે અવાજ! આહ! તે કોણનો હતો? તેણીને તે એકજ પળમાં યાદ આવ્યું કે તેણીએ તે કંઠ સાંભળ્યો હતો–પણ કયાં?

"કોણ છેઓ?" માહમુશીબતે હીંમત એકઠી કરો તેણી બોલી. "અને શું માંગોચ?"

"હું તને માંગુચ. તું મને જાઇએચ." તે બોલ્યો. "ચાલ હવે, તાહરાં ફીતુર મુકી દે. વળી તું મને નથી ઓળખતી કે?" તે સીહા આકારે કરડા અવાજે વધાર્યું, "તમારી યાદદાસ્ત શકિત ગુમાઇ ગઇચ, નહિ? તો લેઓ, યાદ કરવામાં હું તમને મદદ કરૂંચ. સાંભલો, હું **પોતે તોમ હે—તાહરો હકદાર ભરથાર છું!"**

તેણીએ એક ધીમી ચીસ પાડી—તેણી કાંઈ બોલવા ગઇ પણ ગળામાંજ સાહદ આવી અટકયો. તેણીના પગો જમીન ઉપર થરતા ન હતા અને–તેણી જ્યાં ઉભી હતી ત્યાંજ આંખ મીચી—એક જબરદસ્ત લપેરો ખાઇ, સુધ્ધબુધ્ધ ખોઇ, જમીન ઉપર ઢગલો પુંજો થઈ પડી. તેણીના હાથ બરફ જેવા ઠંડા હતા અને તેણીનું મુખ પુણી

જેવું સફેદ હતું !

જ્યારે તે કમનશીબ કન્યાએ પોતીકી તારા જેવી ચળકતી આંખ ખોલી અને આજુબાજુ દીઠું ત્યારે ઓરડામાં તમામ અંધારૂં હતું. એ પળ ઘુમતું મગજ નાજુક હાથે દાબી, તેણી ઉઠી ઉભી થઈ. શાંત થવા તેણીએ પાણી પીવા ઇચ્છ્યું. ઓરડામાં તદન અંધકાર છવાઈ રહેલો હોવાથી તેણીએ બતી સળગાવી; પછી પાણી પીધું.

હજી તો તેણી પાણી પીવાથી ભીંગાયલા હોથો રૂમાલવતી લુછતી હતી તેટલાં તેણીની ટેબલ ઉપર પડેલી એક ચીઠી ઉપર તેની નજર પડી ! તે કોણની હતી ? અંહી કોણ લાવી મુકી ગયું ?

તેણીના ઓરડામાં તેણી સામે કોઇ આવી ઉભું હતું. તે કોણ હતું ? આહ તે તેણીનો ભરથાર હતો. હવેજ તે કમનશીબ કન્યાને સઘળું યાદ આવ્યું. તેણી પરણી હતી એક જવાન જેને ઓળખ્યા પારખ્યા વીના, તેને ન ચાહવા છતાં, માત્ર પિતાના મરણના બીછાના પરનાં બોલને માન આપીનેજ, પોતાની જીંદગી તેને અર્પણ કીધી હતી. પરણ્યા પછી ડોવરની સહેલગાહે તેઓ ગયાં હતાં જ્યાં પોલીસ સાથની તોમની ઝપાઝપી તેણીને યાદ આવી. તેણી હવે વધુ વાર ભેદમાં રહી નહિ. તેણીના મગજમાં, તેજ ઘડીએ એક પછી એક બનાવો ધાઈ આવ્યા.

જે બીહક અને ધાસ્તીનો તેણીના કપાળે કાંઈ કાળો કલંક ચીટકેલો હતો એવું તેણી વારંવાર યાદ કરતી હતી તે આયંદે ખરૂંજ પડયું. અફસોસ! તેણી એક ભુંડા ભરથાર, કે જેને પોલીસના શીપાઇઓ તેણીના દેખતાં એક ધોબીના ગાંસડા મીસાલ અક્કાડી ગાંડામાં ફેંકી, હાથપગમાં બેડી નાખી લઈ ગયા હતા, તેની હકદાર ધણીઆણી હતી !

ભુંડા ભરથારની ભારજા હોવાનો વિચાર આવતાં તેણી ખરાં જીગરથી ત્રાસી રહી. પણ પાછી તેણી સાવધ થઇ અને મક્કમ મન કીધું કે તે ગમે એવો ભુંડો—પણ ભરથાર હતો. અને તેના સુખ દુ:ખની ભાગ્યણ થઇ રહેવાની તેણીની ફરજ હતી.

તેણીએ તે કાગજ ધ્રુજતા હાથે ધરી રાખ્યું, જ્યારે તેણીના મગજમાંથી સઘળા ઉપલા વિચારો પ્રસરી ગયા. આયંદે વિચારમાંથી જ્યારે તેણીને ફારેગી મળી ત્યારે તેણીએ તે કમબખ્તીનો પેગામ ધબકતાં દીલે વાંચ્યો.

"હવે હું કોઇ પણ તરેહનું એવુ નોનસનસ ચાલવા દેનાર નથી. તેં માહરી તરફ ઘણીજ શરમભરેલી વર્તણુક ચલાવી છે અને તે માટે તું પુરતી જવાબદાર છે. ગયેજ મહીને હું તાહરી સાથે પરણેલો છેઉં અને તું માહરી ખરેખરી હકદાર મોહરદાર છે. મને તાહરે માટે ઘણી શોધખોળ કરવી પડી હતી. પોલીસે એક ગંભીર ભુલ કરી, બીજા માણસને બદલે મને પકડયો હતો અને તું ભરથાર ને ચુરો ચોર ધારી નાહસી ગઇ, નહી? વાહરે વાહ જો દરેક પરણેતર એમજ કરે તો પછી જોઇએજ શું! માહરી પરનો વાંક તમામ ખોટો છે એમજ પુરવાર થતાં મને એકદમ છુટો મુકવામાં આવ્યો. ડોરીન, તુંજ વિચાર કર કે જ્યારે તેં એક જણને પરણવાનું પાછું વચન આપ્યું, ત્યારે માહરી લાગણી કેટલી બધી દુ:ખાઇ હશે? ચાલ વારૂં, હવે જે બન્યું તે બન્યું. પણ તને આગે છેલ્લી અને સખ્ખત ચેતવણી આપુંચ કે મને આગો ચીઠી વાંચતાંજ, આવી બગીચામાં મળજે; નહિ તો દોનાલ્ડ રેનું નામ હું ઘણી ભયંકર રીતે ધાસ્તીમાં લાવી નાખીશ."

તગર તગર તે કાગજ તેણીએ જોયા કીધું. અને પછી! બસ એકજ

વિચાર. એ તે એજ. તે તેણીનો હકદાર ભરથાર થતો હતો માટે તેણીએ પણ પોતીકો હક જાળવવોજ જોઇએ. તેણી લગભગ તૈયારજ હતી, હાથમાં એક બૅગ અને પર્સ લઇ, બારણું ખોલી તેણી બાહાર ચાલમાં પડી.

દાદરના કટેરાને એ પળ અઘેલી તેણીએ દોનાલ્ડ રેના બારણા ગમ ટીકયા કીધું. આહ! તે ભલો જવાન્યો કેવો મીઠી નિંદ્રા માતાની ગોદમાં પોઢયો હતો? અરે—તે કેવા સ્વપ્નાઓ, ડોરીન માટે દેખતો હશે? ડોરીનના આંખમાં આંસુઓની સેર ફુટી. તેજ ઘડીએ તેણીને તેના મીઠા હોઠોની ઓપ, તેની પ્યાર ભરેલી વર્તુણુંક અને તેનો સોહામણો ચેહરો યાદ આવ્યો. અને આંસુઓનો એક દરીઆવ તે બાપડી એકાંતમાં રડી.

આંસુઓથી આંધળી બની અંતે તે ઓરડાના બારણા તરફ એક હવામાં કીસી કરી તેણી સપસપ દાદર ઉતરી ગઇ. સારે નશીએ તેણીને કશી અડચણ નડી નહી અને કમનશીબ તે ભાંગેલી હૈયાંની અબલા દોનાલ્ડ જેવા શુધ્ધા ગ્રહસ્થનો સુખી સાહયો, અસહ્ય દુઃખ અને કચડાયલાં જીગર વચ્ચે તજી ગઈ!

જ્યારે ડોરીન તે ભરથારને જઇ મળી ત્યારે તેના ભવાંનો ચીલ્લો ચઢી ગયો હતો. અને તણુકો કરી બોલ્યો. "ડોરીન, તેંબી ઠીક બજાવી. લગનના દીવસે નાહસી જઈ, બીજાના આશરે પડી—તેને પરણવાનો કોલ આપ્યો, એબી નિતિમાન નારીનાંજ લક્ષણ હશે?"

"તોમ, હું કાંઇ જાણુતી ન હતી. માહરૂં માનો. હું તમને ભુલી ગઇ હતી. મેં માહરી મગજ શકિત ઉપરનો તમામ કાબુ ખોહયો હતો. અરે, મને જરાકબી ખ્યાલ હતો નહિ કે અગાઉ હું

કદી પરણેલી હતી." તેણી કાળાવાળા કરતી ઢબે બોલી.

"જો, તુંને માહરી જરાકબી દરકાર હતે તો તું મને કદીબી ભુલી જતે કે?" તેણીના બોલવાની તેને કશી પણ અસર ન થતાં તે કઠોર સાહદે બોલ્યો. "પણ જો, હવે એ બધું હું ચાલવા દેવસ નહિ. હવે તું બસ માહરી સાથેજ ચાલ."

અને તે તેણીનો કમજોર હાથ ધરી ઘસડવા લાગ્યો. "ઓ! તોમ, જરા થોભ." તેણીએ કાકલુદી કરતી ઘબે કહ્યું. પણ તે દયાહીણના દીલમાં રહેમ ન આવી; તે યાહોમ તેણીને ઘસડવા લાગ્યો. "અરે—અરે તે માહરા તરફ બહુજ માયાળુ અને દીલસોઝ હતો. ફક્ટ મને, તેને 'ગુડબાય' કરવાનીજ રજા આપો."

તેણીનું જરાકપણ સુન્યા વિના તે તેણીને થોડે દૂર ઉભેલી મોટોર આગળ ઘસડી લાવ્યો. એક ફુલની માફક ઉપાડી તેણીને અંદર મૂકી અને પછી પોતે પાસે જઈ, તે ધ્રુજતી બાળા આગળ બેઠો,

"દોનાલ્ડ! દોનાલ્ડ!" જ્યારે તેણીએ તે સુખી મકાન દુરથી દીઠું ત્યારે મનથી પોકારી ઉઠી. "તને હું કયારે મલશ? આહ! તાહરો સોહામણો મુખડો કયારે નિહાળશ? તાહરી કેવી મીઠી બોકીઓ! તાહરા કેવા માયાળું શબ્દો!"

---

## પ્રકરણ ૬ થું.

---

જેમ જેમ તે મોટરગાડી આગળ અને આગળ વધતી ગઈ તેમ તેમ દોનાલ્ડ રેને ખોહવાનું દુઃખ ડોરીનને જબ્બુન લાગ્યું તોમ

હે જેટલો તેણીને ચાહવાનું ડોળ ઘાલતો હતો તેટલી ડોરીન તેને મુદ્દલ ચાહી શક્તિ ન હતી. તેણીને તો કાંઈ પહેલેથીજ તેને માટે અણગમો ઉત્પન્ન થયો હતો.

"તોમ, જો માહરૂં માનો. ખચ્ચીતજ મેં માહરી યાદદાસ્ત શકિત ખોહી દીધી હતી. અરે, હું તો માહરૂં નામ વટીક જાણતી ન હતી. તે ભલા જવાને મને મરતી બચાવી, પોતાના મકાને આસરો આપ્યો અને ડોકટરને દેખડાવી. માહરા પર તે કેટલો બધો કાળજીવંત હતો? અરે, તેનો કેવો સખી દીલગુરદો?"

"અંહ સમજયો" તોમે તણકો કીધો "કદાચ, એજ સખી દીલ ગુરદાએ તાહરે માટેનો પ્યાર તને શીખવ્યો હશે."

"જેટલી હું પોતે માહરા લગનથી બીનવાકેફ હતી તેટલો-જ તે પણ હતો. તે મને એક કુંવારી ધારી ચાહવા લાગ્યો હતો." ડોરીને સાદાઇથી જવાબ દીધો. "તોમ, પેલી વિંટી માટેનો પણ ખ્યાલ કરો. પેલો પોલીસ સીપાઈ આવ્યો તેની અગાઉ તે તમને આપવા કાજે કાઢતાં જમીન ઉપર પડી ગઈ અને તે પડી તે પડી. તેને કોઇએ ઉંચકી હતી નહિ. તે વિંટી જો માહરી પાસે હતે તો ઘણી જલ્દી હું માહરી યાદદાસ્ત શકિત પાછી મેળવી શકતે." તેણી બોલી. પણ તોમ પર કશી પણ અસર થઈ નહિ. તેણી બહુજ કરગરી બોલી. "તોમ, જો માહરૂં માનો; મને, જો કદાચ, હું તમારી ધણીઆણી છેઉ એમ માલમ હતે, તો કદાપી કોઈ બીજાને ફરી પરણવાનું વચન આપતે નહિ."

"તું ગમે તે બી કહે." તે છંછેડાણો પડયો. "પણ પેલા દોના-લ્ડને તો અકકલ હોવી જોઇતી'તી. તેને પુરતી સંભાળ લેવી હતી— પુરતી શોધખોળ કરવી હતી.

"તેને વર્તમાનપત્રોમાં જાહેર ખબર તો આપી હતી. અને પોલીસમાં પણ જાહેર કર્યું હતું."

"હું તે જાણુંચ, અને એવી એક જાહેર ખબર વાંચીનેજ મેં તને મેળવી; માહરા બાબમાં પોલીસે જે ભુલ કીધી હતી તેનો પુરતો ખુલાસો થતાં મને તુરતજ માન સહીત છોડી મેળવામાં આવ્યો જેવી મેં છુટી મેળવી કે મેં તાહરી શોધખોલ કીધી' પણ તાહરી તો કાંઇ ધનનસલજ મળી નહીં. તેટલાં એકાએક માહરા વાંચ્યામાં એક જાહેર ખબર આવી. મેં ઓળખીતા પાળખીતાઓને દોનાલ્ડ રે માટે પુછ્યું. તેઓમાં જે જાણતા હતા તેઓએ મને કયુ કે તે તો તને પરણનાર હતો." એટલું બોલતાં તેનો ચેહરો વધુ કરડો બન્યો. તેનો અવાજ ગુસ્સાથી ખોખરો બની ગયો. "ખ્યાલ કર તે વખતે મને કેવું લાગ્યું હશે? માહરૂં દીલ કેટલું દુઃખાયું હશે?"

ગરીબ ડોરીન તેનો ભખાઈ ગએલો ચહેરો જોઈ દયાઇજ ગઇ. તેણીનાં ગળામાંથી બે અટકાવ દુઃખનાં ડચકાં નિકળી પડયાં.

"ડોરી, મને માફ કર." તેણીની તે દયા ખાતી ધપે બોલ્યો. "હું તાહરા તરફ બહુંજ ખરાબ વર્તણુંક વરત્યોચ, પણ હું શું કરૂં? દોનાલ્ડ તાહરો એક લવર છે એમ વિચારતાં અદેખાઇથી ગોયા હું ઘેલો બની જાઉંચ." પછી થોભીને બદલેલા સાહદે વધાર્યું, "કહે મને તું મને ચાહેચ? તેના કરતાં તું મને વધારે પસંદ કરે છે?"

તેણી શું કહી શકે? દોનાલ્ડ રે માટે તેણીનું દીલ આખો વખત તપતું હતું ત્યારે તેણી કેમ જવાબ દેઇ શકે કે તેણી માટે તેનો પ્યાર નથી.

"મને વિચાર કરવાને થોડો વખત આપો." તેણીએ ધીમેથી કહ્યું. "તોમ તમે જાણોચ પરણ્યા અગાઉ મેં તમને કહયું તું કે

જેટલા પ્યારથી તમે મને ચાહોચ તેટલા પ્યારથી હું તમને તેમ કરી શકતી નથી. તમે વચન આપ્યું હતું કે તમે ધીરજ રાખી થોભશો. ત્યારે, મને થોડો વખત આપો."

"દોનાલ્ડના પ્યારમાં પડયા પછી તેં તેની પાસે કેટલો વખત માગ્યો હતો?" તોમે તાણો માર્યો. "જાણે માહરા હાથ તને દઝારતા હોય તેમ તું તેને અડકતી પણ નથી. દોનાલ્ડને તેં તેમ કીધું'તું કે?" દોરીનથી આ તાણો ન ખમાયો. તેણી મોટે મોટે ડચકાં ખાવા લાગી. આ જોઇ તોમ જરા નરમ પડી ગયો.

"ચાલ વારૂં. સઘળું ભુલી જા. અને માહરી દોસ્તીમાં દોનાલ્ડને પણ તું જલ્દીજ ભુલી જશે," તે હવે એકદમ નરમ સાહદે બોલ્યો. "નાહની વાહલી! માહરી મીઠી મોહરદાર માહરાપર ભરોસો રાખ. હુંજ તને સુખીકરીશ. આપણે ફ્રાન્સ તરફ ઉપડી જઇશું. અને પછી ફ્રાન્સથી સ્પેન અને ઇટેલી તરફ મજાહ કરીશું. માહરી દોસ્તીમાં, પછી, તું પયાર જેવી ચીજ શું છે તે શીખશે અને દોનાલ્ડનો વીચાર પણ જડમુળથી ઉખેડી નાખશે."

"તોમ, હાલમાં મને કશીબી વાત કરવા નથી ગમતી," તેણીએ ધુજતા સાહાદે કયું. "હાલમાં હું કશોપણ વીચાર કરી શકતી નથી. મને લાગેચ કે હું બેસુદ્ધ થઈ જઇશ, વાસ્તે આએ મોટોર થોભાડી આપણે થોડોવાર બાહર ચાંદરણાંમાં, ચાલો ફરીએ."

તેને તે કાર તાબેદારીથી થોભાડી, તેણીને રાજી રાખી.

ગાડી એક બાજુ થોભાડી તેઓ ઝાડોની ઘટા વચ્ચે ઘાસ ઉપર ચાલવા લાગ્યા.

"વાહલી, એ ત્રન મીનીટમાં તો તું ઘોડા જેવી થઈ જશે." તેને પ્યારથી કહયું.

"ખચ્ચીત આએ ઉપરાસાપરી બનાવથી તને ઠાક તો ઘણી લાગી હશે. પણ કાંઇ નહી ઘરથી આપણે કાંઈ ઘણા દુર નથી—છ એક માઇલનું છેટું છે."

"તમારૂં મકાન ક્યાં છે?" તેણીએ અજાયબીથી પુછ્યું. કારણ તેણીને તે માલમ ન હતું. અને વળી તેની પાસે એક મોટર કાર પણ ક્યાંથી આવી ? એબી એક તેની અજાયબીમાં વધારો હતો.

" કોઇદિનથી થોડેક દુર એક ગામડાંમાં એક નાહનકડું મકાન છે." તેને કહયું. "આજની રાત્રી તો, અલબટ, આપણે ત્યાંજ તોડી પાડીશું. તાહરી મરજી હોય ત્યાં સુધી આપણે ત્યાં રહીશું. નહિ તો પછી તુંરત ફ્રાન્સ ઉપડી જઇશું. માહરૂં નશીબ ખીલ્યું છે, માહરી પાસે પુરતી દોલત છે. હવે માહરી ધણીઆણીને હું પુરતી રાજી રાખી શકીશ."

તેણી ખરાં મનથી કમકમી, તેણીને તેની ધણીઆણી કહેતાં તેણીને ધ્રુજરાં છુટયાં. કાંઇ અજબ અણગમો તેણીને તેને માટે બરપા થતો હતો. છટકવાનો તો હવે કશો પણ લાગ ન હતો. અરે, તેણી તેને પરણીજ કાંય ? તેની ધણીઆણી થવાનાજ ખ્યાળે તેણી કંપારી ખાઈ ઉઠતી, તો કાંય હાથે કરીને છતી આંખે ખાદામાં પડી ?

## પ્રકરણ ૭ મું.

તેઓ વાત કરતાં ધીમે ધીમે લીલાં ઘાસોના મેદાનમાંથી ધીમે ધીમે પસાર થતાં હતાં, તેટલાં તોમને એકાએક કશાની આંતી વાગી અને તે ભોંયપર ધબ દઇ જીખાઈ ગયો. પડતાંને વાર તેને એક ધીમી દુ:ખની ચીસ પાડી. ડોરીન ગભરાઇ ગઇ અને તેની પાસે

ગુથણુ વાળી બેસી ગઈ.

આહા તેણીએ શું જોયું ? તેનાં માથામાં એક ઉંડો ચીરો પડયો હતો, જેમાંથી પુર ધસારા બંધ લોહી વહેતું જતું હતું ! તે ક્રમબખ્ત, હાથ પગ અફાળી, આંખ મીચી સુધ્ધ બુધ્ધ વિના ભોંય પર ચત્તોપાત પડયો હતો!

તેણી ઉઠી ઉભી થઈ. અને ઓ ! તે એકજ પળ હતી કે જ્યારે તેણીના મનમાંથી એક બુરો વિચાર પ્રસરી ગયો ! તે શું હતો ? તેણી પોતીકા ભરથારથી વીખુટી પડવા કેવુ ઇચ્છિતા હતી અને આ તે કેવો સરસ લાગ હતો ? તેને જેમનો તેમ રાખીતે અહીંથી ચુપચુપ નાહસી જઇ કોઈ એવી જગાએ નહિ ભરાઇ રહે કે જ્યાં તોમ હે તેણીને કદીપણ શોધી શકે નહિ ?

પણ પછીની તરતજ બીજી પળે તે વિચાર તેણીએ ધીકકાર-થી વખોડી કાઢયો. તોમ ઘણો સખ્ખત રીતે ઘાયલ થઈ પડયો હતો અને એક ધણીઆણી તરીકે તેના દુઃખમાં મદદ કરવાની તેણીની ફરજ હતી, એવુ વિચારી, ફરી એકવાર તેની પાસે ગુંથણીએ બેઠી.

તેણીના ગભરાતમાં તેણીને તેની બેસુધ્ધીમાંથી જાગ્રત કરવા બ્રાંડી પાવાનો યા કોલોનવોટર સુંગાડવાનો, વિચાર આવ્યો. બેમાનું એકબી તેના ગજવામાંથી મળે એવી ઉમેદથી તેણીએ તેના ગજવા-નાં હાથ ઘાલ્યો. તેણીના હાથને કાંઈ કથણ દાબડા જેવું લાગ્યું.

તેણીએ તે બાહર કાઢયો, અને જોયું તો તે એક ભુરા રંગનો ચોખંડો દાબડો હતો. જે દેખીતી રીતે બ્રાંડીની બાટલી કે કોલ-નવોટરની સીસી ન હતી. એવોજ એક દાબડો તેને બીજે કયાં દીઠો હતો ? તેજ–આબાદ તેજ કદનો, તેવાજ રંગનો દાબડો આ એજ સાંજે તેણીએ કયાં દીઠો હતો ? શું તે, તેજ દાબડો ન હતો ?

તેણીએ તે ઉઘાડયો! અરે, અને અંદર તેણીએ શું દીઠું? ડોનાલ્ડ રે પાસ આગલી સાંજે જે મોતીની નેકલેસનો દાબડો આવ્યો હતો તે તેજ હતો!

હવેજ તે કમનશીબ કન્યાને માલમ પડયું કે જે શખશને તેણી પરણી હતી–જેને પોતીકાં સુખ દુઃખનો ભાગ્યો બનાવ્યો હતો તે એક ચોર હતો! ચોર!—અરે તે શબ્દજ તેણીને ધ્રુજાવવાને પુરતો હતો. એક ચોર, એક ભુંડા ભરથારની તેણી ભારજા હતી. આહ! તે, તેણીની કેવી કમનશીબી હતી?

તેણીના લગનના દીવસે દોવર ખાતે જે બન્યું હતું, તેમાં કેટલે દરજ્જે સચ્ચાઇ હતી તે તેણી આ દોનાલ્ડની મોતીની નેક-લેસ ઉપરથીજ કલ્પી શકી. તેને કદાચ આ નેકલસની ખબર પડી હોય અને દોનાલ્ડના મકાને તેથી આવ્યો હોય. જ્યાં તેણી પોતાને પણ દીઠી હોય. તે કમનશીબ અબલા હવેજ કલ્પી શકી કે તે ભુંડો પણ ભરથાર તેણી સાથે જલ્દી ઈંગલાંડ છોડી ફ્રાન્સ અને ઇટેલી કાંય જવા માંગતો હતો.

દોનાલ્ડ—અરે દોનાલ્ડ તેણી વિષે શું ધારશે? આહ! એક ઝટકામાં તે ખ્યાલ તેણીના મગજમાં આવી ઉભો. ડોરીનનું એકા એક છુપેથી તેના ઘરમાંથી નાહસી જવું, અને સાથે નેકલેસનું પણ ગુમ થવું,– એ માટે લોકોમાં શું ચર્ચા ફેલાશે? જો કે નેકલેસ તેણીએ લીધો ન હતો તોપણ તેઓ તો તેણીનેજ તેની ચોર ધારશે. ઓહ! તો પછી દોનાલ્ડ રે તેણીનેજ કેવી ભુંડી ધારશે?

ત્યારે કેમે કરી નેકલેસ તેના પર પાછો મોકલવોજ જોઇએ. પણ તે કેમ? કેવી રીતે?—તેણીએ વિચાર્યું કે પહેલ્લાં તો અહીંથી સૌથી નજદીકના મકાનમાં આસરો શોધી, તેમની સારવાર

કરવી. અને પછી તુરતજ તેણીએ લંડન ઉપરી જવા ઇચ્છીયું.

ઉપલા સઘળા વીચારો તેણીના મગજમાંથી વા વેગે પસાર થઈ ગયા. તે બોકસ હાથમાં પકડી, તેણીએ તે બેભાન ભોંયપર પડેલા લોહીછત આસામી ગમ દીઠું; અને પછી એક ઉંડો નીસાસો ફેંક્યો.

સો વારનાજ છેટે તેઓની મોટરકાર ઉભી હતી. એતેફાક, કે તેણીએ તેજ પળે ત્યાં નજર ફેરવી અને તેણીના ભારે ગભરાટ અને અજાયબી વચ્ચે તેણીએ તે ગાડીમાંથી કોઇને કુદી પડતાં દીઠું! વાંચનાર, શું તે ગરીબ અબળાને માલમ હતું કે તેના ભરથારની સીટ હેઠળ અંધારામાં કોઇ એક બીજું જણ પણ છુપાયલું હતું?

એક પળ દઘાઈ તેણીએ તેના તરફ જોયું. પછી તુરતજ તેણીને ખ્યાલ આવી ગયો કે તે અંદર ભરાઇ બેઠેલો શખશ તેના ભરથારનો મીત્ર—એક ચોરજ હોવો જોઈએ. પેલી નેકલેસ અને પેલાં છુપાયલા માણસથી તેણી આગળ સચ્ચાઈ ઘણીજ જલ્દી આવી ઉભી.

તેણીએ તુરતજ. પેલાને તેણીની તરફ આવતો જોઈ પેલો દાબડો તોમના ગજવામાં ઘણીજ સફાઇથી પાછો સેરવી દીધો અને જાણે તેની મદદની તેણીને જરૂર હોય તેમ તેણી ઉઠી ઉભી થઈ.

જેમ જેમ તે નજદીક આવતો ગયો તેમ તેમ તેણીને માલમ પડતુ ગયું કે તે એક સાધારણ ઉંચાઈ ધરાવતો પચ્ચીસ છવીસ વરસનો જવાન્યો હતો.

"માહરા પ્યારા ભાઇને શું થયું?" દેખઇતો તે કોઈ તેનો ભાઈ હતો. કરડા દેખાવે તેને કાળજીથી પુછ્યું. "શું તેને કાંઈ

સખ્ખત અકસમાત થયોચ ?”

“હા. પત્થરની ઠોકડ વાગતાં તે ભોંયપર પડી ગયો અને બાટલીના કાચ ભોકાવાથી તેને એક ઉંડો ઘા પડયોચ. “તેણીએ સમજાવ્યું. “તે સખ્ખત ઘાયલ થયોચ. મને ધાસ્તી લાગેચ કે તેનો જીવ જોખમમાં છે.”

તે તુરતજ તેની પાસે બેસી ગયો અને તેને તપાસવા લાગ્યો. વાંચનાર, તેણે શું તપાસ્યું ? પેલો નેકલેસનો દાબડો સહીસલામત છે કે નહિ તે.

“અરે નહિ રે. એ કાંઈ એટલો બધો જોખમમાં નથી.” ભાઇજીએ મત આપ્યું. “ફકત જરા સખ્ખત રીતે ઠપકાઇ ગયોચ. ધીમે ધીમે સાજો થતો જાયચ.” અને અજાયબી તો એ હતી કે તેજ પળે તોમે પોતાની નજર ખોલી, આજુબાજુ દીઠું.

“આએ સામેના નાળામાંથી, જો તમે તમારો રૂમાલ બીંજવી લાવશો તો ઠીક.” તેને અરજ કરતાં કહ્યું.

અને ડોરીન તુરતજ તેની મતલબ સમજી ગઇ. જે તેને કહ્યું હતું તે માત્ર બે ત્રણ પળ તેણીને દુર રાખવા કાજેજ હતું. પણ ના કહેવાનું એકે કારણ તેણી પાસે વજુદ ન હતું, અને તેણી ગઇ.

“બાઇ જોવ, તોમ.” તેણીની પીઠ ફરતાં ધીમેથી તોમનો ભાઇ બોલી ઉઠયો. “સઘળું ઠીકઠાક તો છેની? પેલીને કંઇ માલમ નથી ની ?”

“અરે નહિરે મરવા દેની.” વાતની નાખતી કરતાં તોમે ધીમેથી જવાબ આપ્યો. પછી પોતાના ભાઈની મદદ લઇ ઘાસ ઉપર બેઠો. “એને તો કાંઈ સ્વપ્નેબી માલમ નથી. બધું કાર્ય સંપૂર્ણ

થયું છે. પણ, એઈ, જેક, ચાલની લાવની જરા બાટલી ખોલની ગળું તદ્દન સુકાઇ ચાલ્યું."

જેક હે તથા તોમ હે—બંને ભાઇઓએ—બાટલીના માંથાં ભાંજ્યાં. અને ડોરીન નાળાં પરથી પાછી ફરે તેટલામાં તો, તોમ હે પોતીકા ભાઇના ખભાંનો ટેકો લઇ, મોટારકાર તરફ જવાને શકિતવાન પણ થયો.

ડોરીન, ગુપચુપ, તેઓની સાથે ચાલવા લાગી. તેણી એક પણ બોલ બોલતી ન હતી. તેણીના વિચારો—આ ઠગારાઓ આગળથી કેવી રીતે નેકલેસ મેળવી, દોનાલ્ડપર મોકલવાના હતા. ગરીબ તે બાળા કેવા સકંજામાં આવી ગઇ હતી?

જેકે પોતીકા ભાઇને, મોટારની નજદીક આવતાં, અંદર બેસાડયો. "તમે એની પાસેજ બેસજો. અને હું હાંકી લઈ જઇશ. આપણને હવે ઝાઝું દુર જવાનું નથી." ડોરીનને હાથ આપતા તેને કહયું.

ડોરીનને પોતીકી જગા લીધી, અને જેકે ગાડી હંકારી; ગાડી હંકારતાને વાર તોમે પોતાની ડોક ખભાંપર નાખી દીધી અને વળી પાછો બેસુધ્દ થઇ ગયો. આહ? હવે તુરતજ એક ખ્યાલ ડોરીનના મનમાં રમી રહયો—નેકલેસ કેમ મેળવવી?

આહ! બસ એકજ—એકજ પળ તેણીને એક વિચાર આવ્યો. ઓ તે કેટલો ભયંકર ખ્યાલ હતો! ગોયા તે ખ્યાલનો, ખ્યાલ થતાં તેણી બે ઘડી ધ્રુજી રહી. પણ તુરતજ તે બીહક તેણીએ બાજુએ મુકીને જે વિચાર કીધો હતો તે અમલમાં મુકયો.

તે એક ખચ્ચીત જોખમ ભર્યોજ અખતરો તેણી બજા લાવનાર હતી. એક કીંમતી હૈયાંના આસામી સીવાય કોઇથી પણ તે બનવું

મુશકલ હતું.

તેણની ગોરી મરોડદાર ગરદન આસપાસ એક મોતીની માળા લટકતી હતી. અલબત, તે એક ઘણીજ નજીવી કીમતની મોતીની માળા હતી. સઘળાં તેમાંનાં મોતી તદન ખોટાં હતાં. તે કાંય નહિ તેણી બદલી શકે? તેઓને શું માલમ પડવાનું હતું કે આએ બીજી માળા હતી? ચોરતી વખતે થોડી, તેઓએ ધારીને ધારીને દીઠી હશે? માત્ર એક અડછડતી નજર ફેંકી ગજવામાં મુકી લીધેલી હોવી જોઇએ.

તોમના ગજવામાંથી તે ચામડાંનો દાબડો તેણીએ ધીમેથી બાહર કાઢ્યો. તે તેણીએ કેમ કાઢયો હશે? તે બને લુચ્ચા પીંઢારા ઓને માહત કરવાની કોશેશનું પેહેલું પગઠીયુ તેણીએ કેમ ભર્યું તે તેણી પોતે પણ કલ્પી શકી નહિ.

ત્યાર બાદ તેણીએ પોતાના ગળાં આસપાસ લટકતી ખોટાં મોતીની માળા કાઢી અને ધીમેથી ખરી માળા કાઢી લઈ, દાબડો ખોલી સેરવી દીધી. તુરતજ તે દાબડો, ખોટાં મોતી સાથનો, તોમ હેના ગજવામાં તેણીએ સેરવી દીધો.—આ દરમીયાન મોટાર પુર ઝડપમાં આગળ વધતી જતી હતી. આહ તે લુચ્ચાના પીર હાંકનારને ક્યાં માલમ હતું કે એક નાજુક કાંડીની નારી તેઓને ઉલથાપ આપી, તેઓની પાપી ધારણાં ઉંધી વાલતી હતી.

ગાડીમાં તદન આજુબાજુનું અધારૂં હતું. થોડે ઘણે દરજજે તે તેણીને ખપતું થયું. પોતાના બેગમાંથી ' નોટ બુક ' કાઢી તેણીએ નીચે પ્રમાણે ચરચર ચીતરવાનું શરૂં કીધું,

" માહરી યાદદાસ્ત શકિત સજીવન થઈ છે. જે દીવસે તમોએ મને મરતી બચાવી હતી તેજ દીવસે હું પરણી હતો! મારો ભુંડો

પણ ભરથાર તોમ હે છે. તે એક પાકકો ચોર છે. તેને તમારી મોતીની નેકલેસ ચોરી છે જે હું હાલ તમો ઉપર મોકલવાની વેતરણુ કરૂંછું. મને તે મોટારકારમા કેંહે લઇ જાયચ. કયાં તે હું જાણુતી નથી. આ જગ્યાપરથી બે માઇલિનુ છેટું છે. અને કદાચ 'પોસ્ટ માર્ક'થી તમો મને શોધી શકશો.| –ડારીન."

પોતાના ગુંથણુનો ટેકો લઇ, ભાંગા તૂટા અક્ષરે તેણીએ ઉપલી ચીઠી લખી કાઢી. તે નેકલેશ અને તે ચીઠી, એક કાગજ જે પાસેની સીત ઉપર પડયું હતું, તેમાં વીટાળી, એક ઝીણી દોરી વતી ઘણુાજ અલગા હાથે બાંધી. પછી બાહરના કાગજ ઉપર દોનાલ્ડ રેનું એડરેસ કર્યું. હવે? હવે કરવું શું? સઘળું તૈયાર તો કરી નાંખ્યું પણ હવે પછી મોકલવું કેમ?

ચાલતી મોટારે તે પેકેટ તેણી રસ્તામાં ફેંકી દે જેથી કોઈ પણુ જતો આવતો રાહદારી દોનાલ્ડનું નામ તથા એડરેસ વાંચી તેને પુગાડે. બે પળ તેણી અચકી ગઈ. કાં' નહિ કોઈ કમબખ્ત તે પેકેટ ખોલી, અંદરની કીંમતી ચીજ પોતીકા ગજવામાં સેરવી દે?

ખોદા પાસે તેણીએ તેણીને મદદ આપવાની છુપી પણુ કરગરી અરજ માંગી—તે દરમીઆન મોટર ઝડપી કામ કરતી જતીજ હતી. ખોદાએ જાણે તે ભોળી અબલાની અરજ તુરત સુણી હોય તે મીસાલ થોડેજ છેટે એક ઠાંબલો તેણીની નજરે પડયો. તે એક પોસ્ટ બોક્ષ હતો!

તેણીનું હૈયું ધડકવા લાગ્યું. તેણીની છાતીના ધબકારા તેણી ખોલ્લા સમજવા લાગી. બીજી પળે તેણીના મગજમાં એક ખ્યાલ ધસી આવ્યો. સુંદર પણુ ભય ભરેલો તે વિચાર હતો!

"હું ધારૂંચ કે તમો ગાડી થોબાડશો." તે થાંભલાની થોડેક

દુર આવતાં તેણીએ માથાસથી જેકને કહ્યું. "તમારો ભાઈ ત્યારનો બેસુધ્ધ થઇ ગયોચ,"

જેક હેના મુખપર કડવાસ ફેલાઈ રહ્યો. ગાડી થોભાડવાના વિચારે તેને કંટાળો આવ્યો. પણ તેનો તેમ કર્યાં વિના છુટકોજ ન હતો. તેને ગાડી થોભાડી કે તુરતજ ડોરીન નીચે ઉતરી પડી. તેણી સાથે તે પણ ઉતરી પડી, તોમ આગળ ગયો.

"હું ધારૂંચ કે તમારાથી દુર રહેલી હું સારી છું." તેણી બોલી. "માહરા કરતાં તમો તમારા ભાઈની વધારે સારી મેનીજ કરી શકશો."

જેવો જેક હે પોતીકા ભાઇની સારવાર કરવા અંદર ઘુસ્યો કે તુરતજ ડોરીને પોતીકું કાર્ય પરીપુર્ણ કર્યું.

જાણે તદન બેદરકારીથી તેણી પેલા થાંભલાં ગમ જતી હોય તેમ ગઈ અને કાંઈ પણ શક ન જાય તે મીસાલ પેલું પેકેટ તેણીએ થાંભલાને સ્વાધીન કીધું—સાથે ખોદાનું પણ નામ લીધું—અને ધીમે પગલે મોટોર ગમ પાછી ફરી!

"એ કાંઈ તદન બેસુદ્ધ નથી થઇ ગયો. જરા રતી ઝુંપણ આવીચ. અને હવે તે તદન સારી કાની છે." જેક બોલ્યો. "આએ જગાપરથી કાંઈ ઘણું દુર આપણને નથી જવાનું. ચાલો, અંદર ચઢી જાઓ."

ફરી એકવાર તે મોટર ઉપડી. આહ! વળી પાછો વિચારનો ધસારો ડોરીનના મગજપર ધસી આવ્યો. સીતેર હજાર પાઉન્ડની કીંમતનો એક મોંઘો દાગીનો, કશી પણ સીલ યા ટીકીટ વિના, એક સાધારણ ગામડાનાં ટપાલ બોક્ષને તેણીએ અર્પણ કીધો હતો? કેવી તે મુર્ખાઇ!

"ખોદા તેનું રક્ષણ લે!" તેણી મનસે પોકારી ઉઠી. "ખોદા તેનું રક્ષણ કરો અને દોનાલ્ડપર મોકલી આપો!"

બાજી વીસ મીનીટ વધુ, અને તે મોટરકાર એક મોટા બગીચાના પાર્કમાંથી રસ્તો કાપી, ઇતિરડીની ચારે બાજુએથી ઘેરાયલી દીવાલ વાળા એક ઘર આગળ આવી ઉભી; કે તુરતજ એક ખુબસુરત, ઉંચા અબલાએ તેકારનું બારણું ખોલ્યું. જેકે તેણીને પોતાની બાયડી તરીકે ઓળખાવી અને જેની સાથે ડોરીન તે ઘરમાં અંદર ગઈ.

---

# પ્રકરણ ૮ મું.

## છેવટ.

આવા ચોરોના હાથમાંથી કેમ છટકવું, એજ તે કમનશીબ અબલાનો રાત અને દીન બળાપો હતો. તે એકાંત મકાનનાં એકાંત ઓરડામાં પોતાની એકાંત અવસ્થામાં અરડાયલી પડેલી તે અબલાનો તેજ ખ્યાલ હતો કે અહીંથી આ ઉઠાવગીરોને થાપ આપી કેમ ભાગી જવું ?

અરે! તેણીના જાનનો બળાપો કેટલું બળતણ ઉપજાવનાર હતો? માત પિતાના સાચા સાથ્થા વિનાની, સગાં સ્નેહીઓની મીઠી મહેરબાની વિનાની, દરદોસ્તદારની દીલસોઝી ભરી દોસ્તીથી બાકાત રહેલી તે કમનસીબ અને બચ્ચાં જેવી ભોળી અને ખુબસુરત બાળાનું, એક ભુંડા ભરથારને બસ પડયાનું દુઃખ કેવું અસહ્ય હતું! તેણીની કમનસીબી કેટલી નાસીપાસી ઉપજાવનારી હતી!

ડોરીન—દુઃખી તે મધુરી ! પોતીકા સુખ સામ અરડાઈ પડેલા આફતકારક પાહડોનો જ્યારે મનમાં ખ્યાલ કરતી ત્યારે ગોયા ધુજતાં તેણીનું શરીર પણ ખોખરું થઇ જતું હતું, સીતમમાં સપડાયલી તે તે સુંદરી હાલમાં પોતાના દુઃખી ખ્યાલોમાં લીન થઇ ગઈ હતી, તેટલાં તેણીને કોઇએ ચોંકાવી.

"વાહલી, તું તદન થાકી ગએલી લાગેચ." એટલું બોલતાં સારા હે-જેકની બાયડીએ પોતાનું કદમ ઓરડામાં દપકાવ્યું. તેણી ડોરીન તરફ માયાની લાગણી બતાવતી હતી, ખરી; પણ તે તદન ખોટી હતી. "એક લાંબી ઉંઘ કાઢી ઉઠ. તોમની તો હું ને જેક સંભાળ લઇશું. તું બેફીકર રહેજે- કાંઈ મનમાં ઓછું ના લાવતી. તોમને વાસ્તે અમો કાલે સહવારે ડાકટરને બોલાવા ધારીએ છીએ. પણ જેક તો ધારેચ કે જરા તે વધારે શ્રપકાયોચ—બીજું કાંઈ નહીં."

થોડી ઘણી બીજી ત્રીજી વાતચીત કરી સારા પોતે જઇને તેણી માટે સોજ્જું ખાણું લાવી. ઘણી માયાથી તેણીને પેટમાં દાબીં, પસચાડી, બોકી લઈ, તેણી ડોરીનને એખલી મુકી ગઇ. દોરીનને ખાણા મુદલ ગમ્યું નહિ.

છટકાવાના છટકાં માંડતી તે મનોહર મહીલા પોતાની કંગાલ કમનશીબીથી ખરેખરી કં'ટાળી ગઈ હતી.

આ મોટાં એકાંત મકાનમાં વસ્તી ઝાઝી હોય તેવું જણાતું ન હતું. જેક, તોમ અને સારા સીવાય ત્યાં બીજા કોઈ નોકર નફરો ની અલગાર તો હતીજ નહિ. ત્યારે કાંય નહિ જીવપર જોરાવરી કરી તેણી નાહસભાગ કરે ? પછી મોહત નહીતો ફ-તેહ !

જેક તો બહાર ગયો હતો, તોમ તો બીછાણાપર હતો અને સારા તો રાંધણીમાં કામ કરતી હતી. તો પછી તેઓને શું ખબર

પડવાની ! આ એક કેવો આશા આપનારો ખ્યાલ હતો ?

તેણીએ એક બારી ખોલી—નાહસવાના વીચારે; બારી ખોલતાં એક દરવાજો તેણીને દેખાયો જ્યાંથી રસ્તાપર જવાતું હતું. એક પળ તેણીનું હૈયું આશાથી છલાછલ થઇ ગયું. અને ઓ ! તે પછીની બીજી પળ નાસીપાસી ! આશાથી ભરાયલો તેણીનો ભરપુર ખ્યાલો જમીનપર પડી જઇ કટકા ભુકલા થઈ ગયો. ઉમેદ પાયમાલ થઇ ગઈ.

એકજ લપેરો ખાઈ તેણી પાસેની ઇઝીચેર પર સુઇ ગઇ અને આંખ મીચી દીધી. આશાથી છલાછલ થએલો ખ્યાલો છેક હોઠ આગળ આવતાં એક કુત્રાનીજ મોહકાણે—પડી ભાંગી ગયો. તેણીની આશાનો કોટ તુટી ગયો.

આમથી તેમ પોતીકા શેઠની ચોકી કરતો તે મુગાં અને ચોપગાં પ્રાણીને કયાં માલમ હતું કે તેનાથી, દુઃખી ડોરીનના ખ્યાલો હવામાં ઉડી ગયા હતા—તેણીના વીચારોનો પાયોજ જડમુળથી ઉખેડાઈ ગયો ?

કુતરો ! માત્ર તે મુગું અને ચોપગું પ્રાણી હવે તેણીની આડે આવતું હતું ! કેટલો અફસોસ ! કેવો તે કમનસીબ કન્યાનો કકળાત ! આશાનો હવાઈ કીલ્લો તુટી જવાનો કેવો તે દુઃખી બાળાનો બખાળો ! કેવો તેણીનો બબડાત !

હજી તો નાસીપાસીનાં સ્વપ્ના દેખી બીહાર થતી તે બાળા પોતીકી આંખ્યો ખોલે તેટલાં તેણીના ઓરડાના બારણા ઉપર ટકોરા પડયા. સારા હે હોવાનું ધારતી તે બાળાએ ફીકકા અને ધીમાં સાહદે કહયું, “અંદર આવો.”

એવું તે શું બન્યું ? એવું કયું આસામી વાંચનાર, તે ઓર-

ડામાં દાખલ થયું કે જેથી દુઃખી ડોરીન એક અજાયબીની ચીસ પાડી ઉભી થઈ અને ઘણુંજ હેતથી તેના તોતે બાઝી, ધ્રુસાધ્રુસ રડી પડી ?

"સેલી ! માહરી પ્યારી સેલી ! માહરી જુની મીત્રણ." એટલું બોલતાં તેણી ડચકાં ખાવા લાગી. "ઓ ! તે તુંજ છોકરી છે કે જેણી અગાઉ માહરી ખરેખરી મોત્રણ હતી ? બોલ, તુંજ, તુજ, ભલાં મીસીસ સ્મીથની દીકરી છે કે ?"

"હારે હા. ડીયર ડોરીન" તે અબલા તેણીનો ચેહેરો જોઇ દયા ખાતાં બોલી ઉઠી.

"ઓ જો—જો તુ માહરી ખરેખરી મીત્રણ હોય—માહરૂં ભલુ ચાહનારીજ હોય તો મને મદદ કર." ડોરીને તેણીને ગળે વલગીને કાલાવાલા કીધા. "જો મને મદદ કર; આવા ગજબથી કચડાઇ મરતી મને બચાવ—જો મને મદદ કર."

"પણ શાંની, વાહલી ?" ઘણીજ દીલસોઝીથી ને અજાયબીથી હબકી જતાં સેલીએ પુછ્યું.

"અહીંથી નાહસવાની—છટકવાની !"

"છટકવાની !"

"હા" ડોરીને મક્કમપણે જવાબ દીધો.

સેલીએ તગર તગરતેણીની ગમ જોયા કીધું.

"ના અજાયબ થા." ડોરીને તેણીને પોતીકી બાજુએ બેસાડતાં કહ્યું. "હજી તો માહરી દુઃખી કાહણી જાણીને તું દાંતમાં આંગળાં પકડશે. માહરો ભરથાર એક ગોર છે ! તે ભુંડો પણ ભરથારની હું કમનસીબ બારજા છું." અને અત્રે સઘળી દુઃખી કાહાણી વાસતારીને ડોરીને કહી.

"વાહલી, અહીં મને તાહરી આગળ ઘણો વાર થયોચ. હું હમણા તરત પાછી આવીને માહરે લગતી વાત કરીશ" સેલી ગભરાઈ બોલી ઉઠી. "હું મેડમ સારા આગળ જઇ અઘઘડી આવીશ; અમથો તેણીને વહેમ જશે."

તેણીને એક ચુંમી કરી સેલી ત્યાંથી તુરતજ ચાલી ગઈ- તે દુઃખી ડોરીનની કાહાણી જાણી હદ બાહર દલગીર થઇ ગઇ. પછી તુરતજ તેણીની કબુલાત મુજબ પોતીકી શેઠાણીની રજા ચાહીને તણી ડોરીન આગળ આવી.

"સેલી, હવે તું તાહરી વાત કરની, તું અહીં કેમ આવી?"

"બીચારાં માહરા મધર ગુજરી—"

"મીસીસ સ્મીથ હક થઇ ગયાં?" ડોરીને અજાયબીથી પુછ્યું.

"હા અફસોસ" અને અહી સેલીની છાટી ભરાઇ આવી. "માહરા કમનશીબ માટે અફસોસ! માહરાં ડીયરેસ્ત મમાંનાં મરણ પછી બધું મને તમામ અકારૂં લાગ્યું. હું, ભથીઆરખાનું વેચી નાંખી અહીં મીસીસ જેક હેની કમપેન્યન તરીકે આવી વસીછ" અને તેણીએ તેણીની આંજુઓથી છલાછલ આંખ નુછી નાખી. "પણ વાહલી, અહીંથી તું નાહસી જવા કાંય માંગેચ?

"ઓ કાંય! મને મજબુત કારણ છે." અને તેણીએ કકળાટ કીધો. "માહરૂં તેઓ ખુન કરશે! મને મારી નાખશે. જો તેઓ જાણશે કે હું તેઓ સામે એક જબરી ઠગાઈ રમીચ, તો જરૂર તેઓ માહરી બોટી બોટી કરી નાખશે."

"મદદ કરીશ. હું તને મદદ કરીશ. ના ગભરા." મકકમપણે અને હીંમતથી સેલી બોલી ઉઠી. "મને તેઓના ચેન ચેળા સારા દેખાતા હતાજ નહિ. કાંઈ કુદરતી અભાવ મને તેઓ તરફ ઉતપન

થતો હતો. માહરા જીવના જોખમે હું તને બચાવીશ. વાહલી, તું શાંની બીહેછ? ખોદા આપણો મદદગાર છે!

કેવી ભલી તે સેલી હતી! કેવા દીલાસારૂપી તેણીના બોલો હતા! ડોરીનની છાતી ભરાઇ આવી અને તેણીએ છોડી મેલ્યું.

"ના રડ, પ્યારી ના રડ." તેણીને પતાવતાં સેલી બોલી. "સઉનો વાલી પરવરદેગાર છે. જે તેને ભુલતો નથી તે તેને કદી પણ ભુલતો નથી. હીંમત રાખ. નાસીપાસી ખંખેરી નાખ. અને ચાલ માહરી સાથે, વખત ખોવામાં માલ નથી. હીંમત ધર, તદન તઇયાર તો તું છે. હવે ફીકર કાંઈ નથી. આપણે બીજે દરવાજેથી ચાલી જઇશું. અહીંથી જીવપર જોખમ ખેડી નાહસી જઇશું. પછી આપણું જે થાય તે ખરૂં. ખોદા આપણો વાલી!"

પ્રીય વાંચનાર, બીજી પાંચ મીનીટમાં તો આપણે તેઓને બાહર રસ્તામાં પડેલાં પણ જોઇએ છીએ. તે નજીસ મકાન તજી જતાં ખોદાની માયાથી તેઓની કશી પણ અલવલ પુગી નહિ.

દુર તે મકાન છોડી તેઓ ધીમે ધીમે આગળ જતાં હતાં. બંને બાહદુર બાળાની ધાસ્તી એક સરખીજ હતી. પકડાઈ જવાની બીહક બંનેની તેટલીજ હતી. બંનેના છાતીના ધબકારા બંનેના કાણે ખોલ્લા સમજતા હતા.

અરે કમનશીબ! કમનશીબ તું કેટલો દગો દે છે. હે કંગાલ નશીબ, તું કેટલો કકળાત કરાવેચ? રે હીણા નશીબ, તાહરા દગાનો કોણ સગો છે? રે ઉંધા નશીબ, તાહરે માટેનો અફસોસ કેટલો અસહ્ય છે?

ભાએગે તેઓએ અર્ધા માઇલનો રસ્તો કાપ્યો હશે, તેટલાં એક મોટોર સડસડાટ તેઓ તરફ ધસી આવતી તેઓએ દીઠી. તેઓએ

પછવાડે દીઠું–અને ખચ્ચીત, તેઓનું આવી બનેલુંજ તેઓએ ધાર્યું.

બંને અબલાઓ દઘાઈ ગઈ. જબરી ફાળ ખાઇ થંબ થઈ ઉભી રહી. કોઇની વાચા ઉપડીજ નહી. ના તો તેઓને ભરાઈ જવાનું સુઝ પડયું, કે ના તો નાહસી જવાનું તેઓને યાદ આવ્યું.

લાકડાં મીસાલ સજ્જડ થઇ તેઓ ઉભી રહી. ગોયા તેઓએ દમ લેવાનું પણ મોકુફ કીધું. ત્યાર પછી એક બીજીજ પળ વહી ગઇ કે જ્યારે સડસડાત પેલી મોટોર તેઓ આગળ આવી ઉભી.

ભુખ્યા વરૂની માફક તાંપતો અને ઝનુની સીંહ મીસાલ ગર્જના કરતો ડોરીનનો ભુંડો ભરથાર એક કુદકો મારી નીચે ઉતરી પડયો. તેની પછવાડે વીંછણ વાઉ જેવી જેકની બાયડી સારાએ કુદકો માર્યો.

"નેકલેસ!" તોમે ગર્જના કીધી. "નેકલેસ! નાપેકાર, તેનું તેં શું કર્યું? તું શું દગો રમી? તેને કાંહ મુકાય? કાંહ મોકલી દીધીચ? તેનું તેં શું કીધું? આએ ખોટો બનાવતી દાગીનો તેં કાંય સેરવી દીધો?"

"ભોંસી મરની મુઈ કંગાલ કાબા." હવે સારા ઉખડી. ડોરીનને ચુપ દેખી તેણીના દીલમાં જબરા બળતાં બળ્યાં. કારણ તે છોકરીની દગાઇથી લુટમાનો તેણીનો અર્ધો ભાગ જતો રહયો ખરો કેની.? "એજ રાંડનું કાંઈ કાવતરૂં છે. એને છોરતા ના, તોમ એનું ગળુંજ બચડી નાખજો. મારીજ નાખજો."

"બોલ, બોલ કાંહ સાંતીચ?" તેણીની પટલી કાંડી ધરતાં તે [illegible] ઉઠેલો. "શું, તાહરા જેવી માહરાં ગુંથણ જેટલી પોરીથી હું દગાઈ જયશ કે? તાહરો જાન લયશ. [illegible] તેનું. તેં શું [illegible] [illegible]"

[illegible]

જો કે ધાસ્તીથી તેણી ડડહડ કાંપતી હતી તો પણ દ્રઢ મનથી તેણી પોકારી ઉઠી. દોનાલ્ડરે તરફ નેકલેસ ગએલો કહેવા કરતાં તેણીએ મોહત વધારે પસંદ કર્યું.

"ત્યારે તાહરૂં હું ખુન કરીશ." એટલું બોલતાં તેને એક રીવોલવર બહાર કાઢી અને ડોરીનના કપાળ સામે ટાંકી! "હવે સમજ, તેં એવા સખસ સાથે ઠગાઇ કીધીચ જે, જે બોલે તે બજાવે તેવો છે. તે નેકલેશનું તેં શું કીધું યા તો કાંહ મોકલીચ, તે જો એક—બે—ત્રણ બોલું તેટલાં નહિ કહેશે તો જમીન પર તને લોહીમાં લોતવું પડશે."

હવે તેણી જરાબી હીંમત હારી નહિ. પોતીકાં કપાળ ગમ તાંકેલી પીસ્તોલ જે કોઇબી પળે ફુટી તેનો જાન લેવાંની ધાસ્તી આપતી હતી તેના તરફ મકકમ નજર રાખી, ધ્રુજવા છતાં તેણી ચુપ ઉભી રહી.

"આએ છેલ્લી ચેતવણી, અને એક—બે અને—"

અત્રે એક એવો અવાજ થયો, એક એવી તરેહનો ધોંધાત થયો જેથી સઘળાંનું ધ્યાન ખેંચાયાં વિના રહયું નહિ. તોમ તુરતજ અટકી ગયો. સારા ફીકકી સફેદ પુણી જેવી થઇ ગઈ અને બીજીજ પળે એક ધોંધાતી મોટર તેઓ નજદીક આવી ઉભી.

"મુંઈ તું કંગાલ કાબા." અને પીસ્તોલનો એક બાર તેને ડોરીન તરફ ફોર્યો. એક કારમી ચીચ્યારી—થોડો ધુમાડો અને સારા હે જમીનપર લોહીમાં લોટતી પડી! તુરતજ બે સીપાઇઓ એ મોટોર-માંથી કુદકો મારી તોમને ઘેરી લેવાની કોશેશ કીધી. પણ એકજ ઘડીને..કાજે તેઓ મોડા થયા; તોમે પોતીકું આવી બનેલું જોઈ, પોતીકાં [illegible] માં ગોળી મારી...ઠાર થઇ મુઓ, બીજી એક

પળ અને પેલી મોટરમાંથી દોનાલ્ડે કુદકો માર્યો. એક ચીસ પાડી ડોરીન તેને વળગી પડી; બીજા હાથે, દોનાલ્ડે સેલીને બેશુદ્ધ થઇ પડતી અટકાવી!

ખરાં જીગરે, ખરી મનશાનીથી જે કોઇ ખોદા પાસે માંગે છે તેની માંગણી સદા તે કુળે ખલકનો પેદા કરનાર માલેક કબુલ કર્યા વિના રહેતો નથી. પેલો કીમતી નેકલેસ દોનાલ્ડ રેને થાવોજ મળ્યો હતો જેની મદદથી ડોરીનને મદદ કરવામાં તે ફતેહમંદ નિવડયો.

*   *   *   *   *

બે મહીના પસાર થઈ જાય છે.

સીહા પોષાકમાં સજ્જ થએલી ડોરીન, એક ઇઝીચેર પર લંડનના એક જાણીતા હોટેલના ઓરડામાં, સુતેલી જણાય છે. તે જવાન બાળા વિધવાના ના સીહા પોષાકમાં પણ એટલી તો ખુબસુરત લાગતી હતી કે તેણીની ગમગીની કોઇનુંબી જીગર આરપાર ચીરી નાખતું હતું.

દોનાલ્ડ તેણીને વારંવાર મળવા આવતો હતો અને પોતીકા મુએલા ભરથારનો ગમ છોડવા ઘણું સમજાવતો. પણ તે નાદાન બાળા તેને ભુંડો પણ ભરથારજ ગણી લઈ વારંવાર આંજુઓ પાડતી હતી.

તે ભલી અબલા એમ તો પોતીકાંપર ઉપકાર કરનારાઓને કદી ભુલી ગઈ ન હતી. સેલી—તે ભલી અને વાહલી છોકરી જેને પોતીકા જાનનીબી દરકાર કર્યા વીના તેણીને મદદ કીધી હતી તેને તો ડોરીને પોતાની સાથેજ રાખી હતી.

બીજા છ મહીના પાણીના રેલા મીસાલ પસાર થઈ ગયા.

એક દીવસ મેરેથે—દોનાલ્ડના ઘરની બુઢ્ઢી કારભારણે—પણ

તેણીની મુલાકાત લીધી હતી અને ભલા દોનાલ્ડે તે બુધ્ધી કારભારણ મારફતે તેના સ્વચ્છ પ્યારની માંગણી કરી જે ડોરીને ઘણાજ માન સાથે હા પાડી. તેજ સાંજે દોનાલ્ડ તેણી આગળ લગન માટે ઉતાવલ કરવા આવ્યો ત્યારે તેણીએ જવાબ દીધો.

"વાહલા, હું તમને ના કહી નાસીપાસ નથી કરવા માંગતી પણ માત્ર બીજા છ મહીનાની તમો પાસ હું મેહતલ માંગુંચ. છ મહીના પછી હું તમારીજ છું. તમોએ માહરાપર કીધેલો ઉપકાર એટલો બધો છે જે હું કહી શકતી નથી. તેનો બદલો હું કદીપણ આપી શકશ નહિ પણ તોબી તે ભુંડો પણ ભરથારની ભારજાએ તેના મુઆ બાદ જરાક પણ તેનું માન રાખવું જોઇએ. વાહલા, છ મહીના પછી હું તમારીજ છું."

અને પ્રીય વાંચનાર છ મહીના પસાર થઈ જતાં વાર કેટલો? જ્યારે જેક હે—પોતાના પાપની શીક્ષા ભોગવતો કેદખાનામાં સબડતો હતો ત્યારે કશી પણ ધામધુમ—ગરબડ સરબડ વગર દોનાલ્ડ રે અને ડોરીન પરણીને એક થયાં, જે વખતે મેરથ અને સેલીની ખુશાલીનો પારજ ન રહયો. તે બન્નેએ તે જવાન જોડાંને ખરાં દીલનાં આશીરવાદના વરસાદે વરસાવી નાખ્યાં.



સમાપ્ત.

# ગ્રહસ્થો મુઝાવો નહિ!

ગૃહસ્થોનાં કમતાકાતીના બુરા દરદનો સલામત તેમજ ભરૂસાપાત્ર ઇલાજ કરાવવો હોય તો એક પોસ્ટકાર્ડ ઉપર તમારૂં નામ અને ઠેકાણું લખીને ખોલાસાપત્ર તથા હકીકતનું સવાલપત્રક જે એક સાદાં કવરમાં કાંઈ પણ ટપાલ ખરચ લીધા વગર મોકલવામાં આવે છે તે મંગાવો. તેમાં દરેક બાબદના સંતોષકારક ખોલાસો જોવો કે દવા શું છે, શાને માટે છે, તેની કીંમત શું છે અને તે દવાથી ફાયદો પામેલા સખશોની સરટીફીકેટો તથા મુંબઈ સરકારની છે ગવરમેન્ટ લેબોરેટરીના કેમીકલ એનેલાઇઝર શું મત તેને માટે આપે તે વાંચો. દવામાં મારેલી કે રસાયણની જણુસ કાંઇ નથી. તેમજ પહરેજી કરવાની પણ જરૂર નથી. કીંમત નજીવી છે. અને તેનો લાભ દરેક કોમના રકમબંધ ગૃહસ્થોએ લીધો છે. વળી એ કાંઈ પેટન્ટ દવા નથી. દરદીની હકીકત લખાઇ આવ્યા પછીજ તે ખાસ બનાવી આપવામાં આવે છે. એટલે બીફાયદા જવાના સંભવ નથી. માટે ખોલાસા પત્ર મંગાવો અથવા જાતે મેલાપ કરો.

સવારના ૯ થી ૧૨. સાંજના ૫ થી ૮ સુધી. દરેક બાબદ તદનજ ખાનગી રેહશે.

**ડાકટર પેટરીક,**

**લાલજી બીલડીંગ–લુહારચાલને નાકે, ક્રાફર્ડ માર્કીટ–મુંબઈ.**

---


આ ચોપડી નંબર ૭૫, બજારગેટ સ્ટ્રીટ મધે આવેલા નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં મી. અરદેશર ખરશેદજી દેશાઇએ છાપી છે, અને નંબર ૭૬, બજારગેટ સ્ટ્રીટ કોટ મુંબઈ મધેથી મી. દારાં ખુરસેદજી ર. ડોકટરે પ્રસિદ્ધ કરી છે.